વ ઈઝ અખલ્લાહો મીસાકન્ન બીય્યીના
લમા આતય તકુમ મીન કીતાબીંવ હીકમતલ
સ્મા જાઅકુમ રસુલુમ મોસદદે કુલ્લેમાઅ
કુમ લે તુઅમેનુન્ના વલે તન સરુન્નહુ.

# જંગત ગુરૂ

-: એટલે :-

( સરવરે આલમ સલલલ્લાહો અલેહે વસલ્લમ )

લેખક

હઝરત મોલાના સિદીક દીનદાર ચનબસ્વેસ્વર

કાર્ય વાહકો

દીનદાર અંજુમનનાં મેમ્બરો

ઉર્દુ પરથી

ભાષાંતર–કરનાર આહમદ વલીમાહમદ બાંટવાવાલા.

પ્રકાશક–ભાઇ આદમ અબ્દુલ કરીમ બાંટવાવાલા.

મુ. ટુમકુર ( જીલ્લા મયસુર ).

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦

[illegible]

કીંમત ૦-૮-૦

[illegible]

મળવાનું ઠેકાણું.

Deendar Anjuman Office.

Mandipeth. P. O. TUMKUR.

( Dist. Mysore State. )

મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી.

ઠે. પાનકોર નાકા, અમદાવાદ.

વ ઈઝ અખઝલ્લાહો મીસાકન્ન બીય્યીના
લમા આતય તકુમ મીન કીતાબીંવ હીકમતલ
મ્મા જાઅકુમ રસુલુમ મોસદ્દદે કુલ્લેમાઅ
કુમ લે તુઅમેનુન્ના બેહી વલે તન સરૂન્નહુ.

# જગત ગુરૂ

-: એટલે :-

## (સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસ્સલ્લમ)

લેખક

હજરત મૌલાના સિદ્દીક દીનદાર ચનબસ્વેસ્વર

કાર્ય વાહકો

દીનદાર અંજુમનનાં મેમ્બરો

ઉર્દુ પરથી

ભાષાંતર-કરનાર આહમદ વલીમાહમદ બાંટવાવાલા.

પ્રકાશક-ભાઇ આદમ અબ્દુલ કરીમ બાંટવાવાલા.

મુ. તુમકુર ( જીલ્લા મયસુર )

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦

કીંમત ૦-૮-૦

મળવાનું ઠેકાણું.

**Deendar Anjuman Office.**

**Mandipeth. P. O. TUMKUR.**

( Dist. Mysore State. )

બિસ્મીલ્લાહીર રહેમાનીર રહીમ.

નાહમદો હુ વનોસલ્લી અલા રસુલેહીલ કરીમ,

અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદના મોહમ્મદીન.

વ અલા આલે સૈયદના વબારીક વસલ્લમ

# પ્રસ્તાવના.

એકજ જગદીશ્વર ( રબ્બુલ આલમીન ) છે અને એકજ ઇશ્વર અવતાર ( રહેમતુલલીલ આલમીન ) આ બંને વ્યક્તીયોનો અહીં સુધી તો ... સંબંધ છે કે તેનું વીવેચન કરવા મનષ્યની બુદ્ધી અપુર્ણ છે. કોઇએ તો એ માટે....બાઅદઅઝ ખુદા બુઝુર્ગ તુહીં કીસ્સા મુખતસર....કહ્યું..... કોઇ...નામે અહમદ ના ચે દાનદ જુઝ ખુદાતંદે કરીમ, ઓ અઝ ખુદ ... જુદા શુદ દરમીયાં ઉફતાદ મીમ....કહીને શાંત રહી ગયું. ખરીન હકીકત પણ એજ છે કે મનુષ્ય જ્યારથી ઉ... થયો છે ત્યારથી તેનું આત્મીક રૂપાંતર થતું આવતું ... છે ... રૂપાંતરની સંપુર્ણતા ... એકજ પવિત્ર વ્યકતી હઝરત મોહમ્મદ મુસ્તફા સલ-લલ્લાહે. અલૈહે વસલ્લમનાં નીહાળીએ છીએ ... પ્ર... ( નબી ) માં કાંઇ ન કાંઇ ખામી અથવા નિર્બળતા જણાય છે પણ આ પવિત્ર વ્યકતીમાં ઉત્તમ પ્રકારની પ્રમળતા આ રહસ્યની સ્પષ્ટતા કરે છે. આપમાં સઘળા ... (અંબીયાઓ) નું ઉત્તમ ચરિત્ર દ્રષ્ટીગોચર થાય છે અને આપનું ગ્રંથ ... જગતમાં ઉત્તમ ... સમુદ્ર અને આ સમયે ફક્ત પવિત્ર કુરઆનજ એ ગ્રંથ છે જેમાં દરેક મનુષ્ય માટે સંપુર્ણ નીયમ શું આત્મીક અને શું શારીરીક રીતે હસ્તી ધરાવે છે. આ પ્રમાણનાં પુરાવા અર્થે દરેક મનુષ્યનો હક છે કે તે એની પરિક્ષા કરે એટલે તેને દરેક ક્ષેત્રમાં અમારૂં વચન સત્ય જણાશે. પારિક્ષોત આત્મીક અધ્યાય. (સુરેફાતેહા) ને લ્યો એને સમજ ... ને જ્યાં લગી પૃથ્વીમાં મનાતાં ધાર્મીક ગ્રંથો છે તેને ફળ જોવાની રૂઢીએ ક્યાંથી પણ ઉઘાડો અને ક્યાંથી પણ વાંચો જે વિષય આવશે એને એજ સાત શ્લોકો ( આયતો )

માં નીહાળશો. ફકીરે નીર નીરાળા ધર્મોનાં પંડીતો ને બેસાડી અવારનવાર આ પરિક્ષા કીધી છે અને ફકીર આ દાવામાં વિજયવંત નીકળ્યો, ખરે કોઇ જન પૃથ્વીનાં કોઇ પણ ગ્રંથમાં આ ખુબી દેખાડી આપે. મતલબ એ કે કોઇ નિબંધ કોઇ ખુબી કયાં પણ નથી જે પવિત્ર કુરઆનમાં દીઠામાં ન આવતી હોય. ભલા એવું ગ્રંથ જેના હૃદયે પ્રકટ થયું હોય એ માંગળીક વ્યકતીમાં શું શું ખુબીયો નહીં હશે. કોઇએ લખ્યું છે. હુસ્ને યુસુફ દમે ઇસા યદે બેઝાદારી, આંચે ખુબાં હમા દારંન્દ તુ તનહા દારી....આ વાતાનુ ભેદ સ્પષ્ટતાથી પવિત્ર કુરઆનમાં અસ્તીત્વ આવે છે તે એ રીતે કે પવિત્ર કુરઆનમાં જ્યાં સુધી પ્રવાદીયો (નબીયો) નું વર્ણન આવ્યું છે એઓનાં પ્રચાર (તબ્લીગ) મંડળ માટે મહા પ્રભુ (જલ્લશાહતઆલા) એ અલા કૌમેહી થી ઉચ્ચારેલું છે જ્યારે હજુર સરવરે આલમ—સલ્લલ્લાહો અલૈહે વસલ્લમનું વર્ણન આવે છે ત્યાં આજ્ઞા થાય છેઃ—“ કુલ યા અય્યોહન્નાસો ઇન્ની રસુલલ્લાહે ઇલેયકુમ જમીઅન, વમા અરસલ નાકા ઇલ્લા રહેમતુલ્લીલ આલમીન—વમા અરસલનાક અલ કાફ્ફતીન લીન્નાસ” એટલે સંપુર્ણ જગતનાં અર્થે કલ્યાણ રૂપ છે અને સઘળી કોમોનાં પ્રવાદી (નબી) છે. અને સર્વે મનુષ્યેને મુકતી અપાવનારા છે. આપ ઉપર શ્રદ્ધા (ઇમાન) લઈ આવ્યા વગર કોઈ મનુષ્યને મોક્ષ નથી. એનું સવિસ્તવાર વર્ણન જગતગુરૂ (સરવરે આલમ) નામનાં પુસ્તકમાં આવ્યું છે તે પુસ્તક કનડી ભાષામાં છે, બે ભાગોમાં વ્હેંચાએલું છે, પહેલો ભાગ છપાઇ પ્રગટ થઇ ચુકયો છે. જેના અઢીસોથી વીશેષ પાના છે. પુરાવા અર્થે (૨૫) દ્રષ્ટાંતો વડે આપને (સરવરે આલમ) જગત ગુરૂ સાબિત કરવામાં આવેલ છે. એને કનડીભાષામાં પ્રગટ કરવાની એ માટે અગત્ય જણાઇ કે દક્ષીણમાં અમુક કોમોના સરદારો ગાદીવારસ અજ્ઞાનતાથી પોતાને જગતગુરૂ (સરવરે આલમ) કહે છે અને હજારો મનુષ્યો વાટ ભુલી જઈ પાછળ પડી ગયા એોની અજ્ઞાનતાને દુર કરવી દરેક મુસસમાન પ્રચારકનું કર્તવ્ય છે, આ દોખા એવણને એ રીતે લાગ્યું છે. કે એઓનાં પુરાણોમાં સ્પષ્ટ રીતે જગત ગુરૂ (સરવરે આલમ) ની

ભવિષ્યવાણી છે પણ જ્યારે એ અગણીત ભવિષ્યવાણીવાલા ઇન્સાનનાં પ્રગટ થવાની મુદત વીતી ગઇ અને કોમોએ અજ્ઞાનતાથી ઉત્પન થએલા મનુષ્યને નહીં સ્વિકારતાં ફકત સેખીયોમાં આવી જઇ અથવા કોમોના આંતરીક મતભેદનાં લીધે હઠમાં આવી પોતપોતાના ગુરૂઓને જગત ગુરૂનો ખીતાબ આપી દીધો. જો કે એ બનાવટી જગત ગુરૂઓના ચળવળનાં નેતાએ કોઇ વેળા પણ ખુદ પોતાને જગત ગુરૂ કહ્યા નથી, જગત ગુરૂ એટલે (સરવરે આલમ) વાળી ભવિષ્યવાણીને આ વર્તમાન ગુરૂઓ પર ટાંકી લઇ બાળ સંતોષ કરી રહયાં છે. સ્પષ્ટતાથી જોતાં એની આ અજ્ઞાનતા હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહ વસલ્લમની કીર્તીમાં એક લજવનારી વાત હતી કેમકે બ્રહ્માંડ એકજ છે એનો વ્યાપી પણ એકજ હોવો જોઇએ. બીજા શબ્દોમાં પૃથ્વી માટે સઘળા પ્રવાદીયો (નબીયો) નાં સરદાર અને જગતગુરૂ (ખાતેમીન નબીયીન) એકજ હોવો જોઇએ. આ વિષયને ખાસ દ્રષ્ટીથી ચુકવી દઈ એ લોકો પરદામાં નીજ પોતાને જગત ગુરૂ (ખાતેમીન નબીય્યીન) (સરવરે આલમ) કહે છે. મુસલમાનો માટે આ શબ્દો સાંભળી મૌન્ય ધારણ કરવું એક લજાવનારી વાત છે. એઓ અજ્ઞાનતાથી કહે છે પરંતુ અમારો હક છે એઓની અજ્ઞાનતાને દુર કરીયે. સરવરે આલમ સલલ્લાહો અલૈહે વસલ્લમની શ્રેષ્ટતા અને સ્થળને એઓનાં સનમુખ ધરીએ. મુસલમાન આ વિષયથી માહીતી ધરાવે છે કે સરવરે આલમ આવી ચુકયા એ માટે કોઈ મુસલમાને હજી સુધી ખુદ પોતાને જગતગુરૂ એટલે સલવરે આલમ કહયા નથી. જો કે આયેળા ( ઉમ્મત )માં એવા તો મહાન આત્માઓ વીતી ગયા છે કે જેમાં કોઇએ પોતાની શ્રેષ્ટતા કોઇ પ્રવાદી (અંબીયા) ઉપર રાખવી છે એઓ પણ પોતાને જગતગુરૂ (સરવરે આલમ) કહયું નથી. કેમકે આ માંગળીક ટોળું (ઉમ્મતે મરહુમા) જાણે છે કે આ સ્થળપર ન હજુ સુધી કોઇએ પણ પગ રાખ્યો અને ન આગળ રાખી શકશે. આ સ્થળ ફકત હઝરત મોહમ્મદ મુસ્તફા સલલલ્લાહો અલેહે વસલ્લમનાં માટે ખાસ છે. ફકીર એ જ્યારે જોયું કે દક્ષિણમાં અમુક બનાવટી જગતગુરૂઓ

દ્રષ્ટી ગોચર થઈ રહયા છે અને ડંફાંસોથી હુમલો કરી રહયા છે ત્યારે ફકીર એને જોઈ ન શકયો અને પોતાનાં સંપુર્ણ બળથી કનડી ભાષામાં એક સંપુર્ણ પ્રમાણોવાલું પુસ્તક નામે જગતગુરૂ (સરવરે આલમ) લખી અને અમારી અંજુમન વાળાઓએ એને કર્ણાટકના દરેક ખુણામાં પહોંચાડવાનું નીશ્ચય કરી રાખ્યું છે. આ પુસ્તકનું ઉર્દુ ભાષાંતર છપાવવું અતી અગત્યતા ધરાવે છે પરંતુ અમારી અંજુમનની નાણાં પ્રકરણ સ્થિતી આજ્ઞા આપતી નથી આ વેળા આ પુસ્તકનાં (૨૫) પચીસ ભાગોમાંથી એક ભાગનું ભાષાંતર જે અતી ઉપયોગી છે મુસલમાનો સમક્ષ મુકવું. અમારા પ્રચાર કાર્યને મદદ અર્થે વધારે અગત્યતા ભરેલું જણાયું છે. અને એ પણ જણાયું કે આ ભાગનાં વેચાણથી જે રકમ પ્રાપ્ત થાય તે શકય છે કે આવતા ભાગની છપામણીમાં ઉપયોગી થાય એ માટે આ અર્પણતા વાંચકોને છે. આશા છે કે વાંચકો એના પ્રચાર (ઇશાઅત)માં મદદ કરી અમને શંતોષીત તથા આભારી થવાનો અવસર આપશે. આ પુસ્તકમાં ગઉવધ વિષય જેનું વર્ણન કનડી ભાષાનાં ગ્રંથ જગતગુરૂનાં સાતમાં પ્રમાણમાં આવ્યું છે એનું ભાષાંતર પણ હીંદુ મુસ્લીમ એકસંપી કાજે એ ભાગને મુસલમાનો સમક્ષ મુકવામાં આવ્યો છે. અને દેખાડવામાં આવ્યું છે કે જગતગુરૂ ( સરવરે આલમ ) તેજ થઇ શકે છે કે જે પુર્વેનાં વીતી ગએલા મહાત્માઓ અને બુઝોર્ગોની તાલીમ પોતાની સાથે લાવે એટલું જાહેર કરી દેવું ખાસ હિંદુસ્થાનનાં મુસલમાનો માટે ઉમંગ તથા લહેર અને વિશ્વાસ (ઇમાન)માં વધારો થવાનું કારણ સમજું છું કે આ શ્લોક (આયત)નાં મુજબ. વઇઝ અખઝલ્લાહો મીસાકન નબીયીનાં લેમા આતેઇતકુમ મીન કીતાબીંવ હીકમત સુમ્મા જા અકુમ રસુલુમ મોસદદે કલ્લેમાઅકુમ લેતુઅમેન બેહી લે તનસરન્નહુ. વર્તમાન આકાશી ગ્રંથમાં હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમનું વૃત્તાંત પ્રવાદી તરીકે ખચ્ચીત નજરે પડે છે જેને હું આ ગ્રંથમાં ઇશ્વર ઇચ્છાએ (ઇન્શા અલ્લાહ) સવિસ્તાર વર્ણવીશ. પરંતુ મને આ તપાસ માં જે ચીજ નવી દીઠામાં આવી તે એ હતી કે જે પ્રમાણમાં

હીંદુઓનાં પવિત્ર ગ્રંથોમાં હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમનાં સંબંધી ભવિષ્ય વાણીયો મૌજુદ છે તેવી કોઇ ગ્રંથમાં નજરે પડતી નથી. હીંદુઓનાં શ્રેષ્ટ આત્માઓએ અમારા પ્રવાદી (નબી કરીમ સલલલ્લાહો અ વ.સલ્લમ) નાં ત્યાં સુધી સઘળા મહાન કર્તવ્યો જે જન્મથી લઇને સ્વર્ગવાસ થયા સુધીનાં જાહેરમાં આવ્યા એને આપના આગમનના લગભગ સાડાત્રણ હજાર વર્ષ પુર્વે મોટી ખુબી સાથે વર્ણન કરેલાં છે તે આ વાત તરફ (અલ્લાહ તઆલા) પરમાત્માનો ઇશારો છે કે એ મુસલમાનો પોતાના સંપુર્ણ બળ વડે ત કોમને એઓનાં ઘરમાં મારા વહાલા હબીબ સરવરે આલમ હઝરત મોહમ્મદ મુસ્તુફા સલલલ્લાહો અ. વ. સલ્લમ બેઠલા છે દેખાડી આપો. એઓના નેત્રે પરદો છે. ઉઠાવી દો એ રીતે પોતાનો ફરજ અદા કરો તો કે એઓ પર સંપુર્ણ સત્ય અર્પણતાની આપણી ફરજ પુરી થાય. પછીનો ફેસલો મારા હસ્તે છે. આશા છે કે સિદદીક દીનદાર ચન બસ્વેશ્વરની હાકને મુસલમાનો વધાવી લેશે. દક્ષિણમાં ઇશ્વર કૃપાથી ફરી તે શકતીનો જન્મ થયો છે જે તેરસો વર્ષ સુધી આવી ન હતી. લાખો આત્મા છે કે એ તરફ દ્રશ્ટી ફેરવી રહયા છે. ફરીશ્તોનું કાર્ય આત્માઓ પર અજવાળું નાખવાનું છે. દ્રવ્યવાનોનું કાર્ય અસંકોચે દ્રવ્ય ખરચવાનું, એઓ માટે પાઠશાળા અને લંગરખાનાં ઓની સ્થાપના કરવા મજબુતી કરી લેવી છે એનાથી ગફલત રાખનારાઓ તેવાજ જવાબદાર છે જેવી રીતે નબીનું અસ્તિત્વ પોતાનાં મકાનમાં જોઇ આંખ બંધ કરી લેનારાઓ.

ખાકસાર સિદીક દીનદાર

ચનબસ્વેશ્વર તા. ૬-૧૨-૧૯૨૭

બીસ્મિલ્લાહ હીર રહેમા નીર રહીમ.

નહમદો હુ વનોસલ્લી અલા રસુલે હીલ કરીમ.

## ઓગણીસમું પ્રમાણ.

દયાળુ શકતીઓનો સંપુર્ણ દયાવંત સીફતોથી પરીપુર્ણ સ્વામી તત્વનો આબેહુબ ચીતાર બનેલો સદા સમરદ રહેનાર પોતાના સુક્ષ્મ શરીર સાથે જગત વ્યાપી જગતગુરૂ છે

(ભવેશોકત પુરાણ)

પ્રમાણ....જગતગુરૂ (સરવરે આલમ) તેજ વ્યકતી થઇ શકે છે જેનાં આગમનની ભવિષ્યવાણી સઘળા ગત પ્રવાદીયો (અંબીયાઓ) એ ચીન્હો સહીત આપેલી હોય.

આ પ્રમાણ પર હજરત મહંમદ મુસ્તુફા અહમદ મુજતબા સલલલ્લાહો અલૈહે વસલ્લામનાં સીવાય કોઈ પ્રવાદી (નબી) અથવા શર્ણ (વલી) નથી આવી શકતા. પૃથ્વીમાં હજી સુધી અગણીત પ્રવાદીઓ (અંબીયાઓ) વીતી ગયા છે. પ્રત્યેક હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમ માટે ભવિષ્ય વાણી કીધી પરંતુ આ પ્રવાદીયોનાં અનુયાયીઓમાંથી કેટલાક અનુયાયીઓ બાકી છે જેઓના પાસે આકાશી ગ્રંથ મળે છે. કોઈ ગ્રંથ કોઇ ટોળાંનું એવું નજરે નથી આવતું જેમાં હજરત મોહમ્મદ મુસ્તુફા સલલલ્લાહો અલૈહે વ સલ્લમ વીષે ભવિષ્યવાણી ઇશારા રૂપે અથવા કોઇ માર્મીક રીતે અથવા સવિસ્તાર અથવા આર્થીક વાકયોમાં વર્ણન કરવામાં ન આવ્યું હોય. આ સમયે અમારા સમક્ષ આ ટોળાંઓમાં ક્રીશ્ચ્યનો યાહુદી બૌદ્ધ અગ્ની પુજકો શૈવ વિષ્ણુ જૈન વગેરે હાજર છે. આ હાજર છે તે ટોળાંઓના સઘળાં ગ્રંથોમાં હજુર જગત ગુરૂ ( સરવરે આલમ ) ની ભવિષ્ય વાણી છે એ વિષયનું વીવેચન કરતાં પરમાત્મા ( અલ્લાહતઆલા ) પવિત્ર કુરઆનમાં સંબોધે છેઃ-વઇઝ અખઝલ્લાહો મીસાકન નબીયીનાં લેમા આતેયતો કુમ મીન કીતાબીં વ હીકમતા સુમ્મા અકુમ રસુલુમ મોસદ્દદે કુલ્લેમા માઅકુમ લેતુઅમેનુન્ના બેહી વલતનસરૂન્નહુ ૩—૭૫ એટલે અને જયારે પરમદયાળુ, ઇશ્વર (અલ્લા-

હતઆલા) એ પ્રવાદીયો (નબીયો) થી આ વાતની પ્રતીજ્ઞા લીધી. કે જ્યારે મેં તમને ગ્રંથ તથા હીકમત અર્પી છે તમારી તરફ (રસુલો) પ્રવાદીયોના અનુયાયીઓ તરફ એક ભવિષ્ય વાદી (રસુલ) આવનારો છે તે આવી તમારી ગ્રંથોની સત્યતા સ્વિકારશે એનાપર તમે સઘળાંઓએ વિશ્વાસ લાવવું પડશે અને એને નીશ્ચય કુમક કરવી પડશે.

આ કરાર નામામાં એક વખાણવા જેવું દ્રષ્ટાંત છે તે એ કે પરમદયાળુ પરમાત્મા ( અલ્લાહતઆલા ) હજુર સરવરે આલમ સલલ્લાહો અ. વ. સલ્લમનાં વીષે વર્તમાન અનુયાયીઓનાં પ્રવાદીયોથી ઇકરાર લીધો, નહીં કે અનુયાયીઓથી. એકતો આ વાત સ્પષ્ટ છે કે અનુયાયીઓની દરેક વાત અને સંબંધનો કબ્જો ઇશ્વર તેના પ્રવાદીયોથીજ કીધે રાખે છે. પરંતુ અહીં પ્રવાદીયો (નબીયો) પર આ દબાણ કરવામાં આવે છે કે તમારે આ જગતગુરૂ (સરવરે આલમ )ની દરેક રીતે કુમક કરવી પડશે અને એનાં પર વિશ્વાસ લાવવું પડશે. એમાં મર્મ એ છે કે આ ઇકરાર ને પુરો કરવા માટે સઘળા પ્રવાદીયો (અંબીયાઓ ) નું બળ આ ( ઉમ્મત ) ટોળાંને ફરી પ્રગટાવવું છે અને આ રીતે ઇસ્લામની સેવા કરવી છે અને આપનાં નીયમ (શરીયત) પર ચાલીને સંપુર્ણ વિશ્વાસની ખાત્રી આપવી છે. એજ વિષય ગમ ઇશારો કરીને હજુર જગતગુરૂ ( સરવરે આલમ સલલલ્લાહો અ. વ. સલ્લમ) સંબોધે છે. મામીન નબીય્યીન ઇલ્લા લહુ નઝીરૂમમીન ઉમ્મતી ( કન્જુલ અમ્માલ ) એટલે કોઈ પ્રવાદી (નબી) એવો નથી જેનાં જેવું મારા શીષ્યોમાં સ્વરૂપ નહોય મતલબ કે વીતીગએલા ( અંબીયાઓ) પ્રવાદીયોની ભવિષ્ય વાણી નીચે પ્રમાણે છે.

૧ હજરત સુલેમાન અલૈ હીસ્સલામનું ગ્રંથ ગજલુલ ગજલાતથી ભવિષ્ય વાણીઃ—મારૂં વ્હાલું રાતું તથા સફેદ છે. દસ હજાર મનુષ્યોમાં તે ધજાની જેમ ઉભો છે એનું મસ્તક એવું છે જેવું ચોકખુ સોનુ એનાં કેશ પેંચમય પેંચ છે અને કાગડાની જેમ કાળાં છે અને

એના નેત્રો તે કબુતરના જેવા છે જેમ વહેતા સમુદ્રમાં સ્નાન કરી મગન થઇ બેસે ( એટલે જેમ રાતી દોરા વાળી સ્નાન કીધા પછી આંખની સ્થિતી થાય છે ) એનાં ગાલો ફુલોનો બગીચો અને બલસાન ની ઉભરાએલી ક્યારીનાં જેવાં છે. જાણે વહેતું નુર ટપકે છે. એનાં હાથ એવા છે જાણે સોનાની કડીયો જેમાં તરસીસનાં જોહર જડેલાં છે (એટલે સાહબે ખાતમે નબુવ્વત ) એનું પેટ હાથીદાંતનાં જેવું છે જેના પર નીલમના ગુલ બનેલા હોય ( એટલે સ્વચ્છ છાતી અને પેટ હતું એના પર બારીક લકીર ખેંચાએલી હતી ) એનાં પગો એવા કે જાણે સંગે મરમરનાં સ્થંભો જે સુવર્ણના પાયા પર ઉભા કરવામાં આવ્યા હોય, એનો બાંધો લંબારી જેવો ખુબીમાં રસીક સર્વ છે. એનું મોઢું રસીક છે હા પગથી મસ્તક સુધી મોહમ્મદ મહાન છે. ઓ યેરૂશેલમના બેટાઓ ! અમારૂં પ્યારૂં આ મારૂં વહાલું છે. અસલ ઇબ્રાની ભાષામાં વાકયોએ છેઃ-"હકકુ મુમ્મન હીમ નહીલ્લુ મોહમ્મધ્યમ વહુ દોદ ફી ઝહઝહ નનુત યેરૂશેલમ" આ વાકયમાં યમના શબ્દનું અર્થ મર્યાદા ભરેલું છે. જેવું કે ઇબ્રાની વ્યાકરણ દાખલા તરીકે અલવુહને વહીમ કહે છે (શ્લોક ૧૬-૧૦)

૨. હજરત દાનીયાલ અલૈહીસ્સલામના ગ્રંથમાં ભવિષ્ય વાણી.

મને એણે ખબર આપી અને મારાથી વાતો કીધી અને કહ્યું એ દાનીયાલ હવે હું એ માટે નીકળી આવ્યો છું કે તને બુદ્ધી અને સમઝ અર્પુ, જેમ તેં પ્રાર્થના કીધી પ્રથમની તેવેજ આ હુકુમ નીકળ્યો અને હું આવ્યો કે તને દેખાડું કેમકે તું ઘણો વહાલો છે તો આ વાતને જાણુ અને વિષયને સમઝ. સીનતેર અઠવાડીયા તારા લોકો અને ત્રીજા તારા પવિત્ર શહેર અર્થે નીશ્ચય કરાએલા છે તો કે આ મુદતમાં શરારત સંપુર્ણ થાય અને ભુલોનુ અંત આવી જાય અને પાપોની બાબત પાશ્ચાતાપ કરવામાં આવે અને સદાકાળ અમર રહેનારી સદ વાટ મોખરે કરવામાં આવે (૨૩-૨૪)

ઇશ્વર વાણીની ગોઠવણમાં આમ રીતે આ વાત છે કે એક દહાડો (અલ્લાહ) પરમાત્માનું એક વર્ષનું થતું રહે છે અને કોઇ વેળા એક હજાર વર્ષ કોઇ વેળા પચાસ હજાર વર્ષનું છે. ઉપર

વર્ણવેલી ભવિષ્ય વાણીમાં હજુર સરવરે આલમ સલલલ્લાહો અલેહે વ સલ્લમના આગમનની તારીખ દરેક દીવસના હીસાબે એક વર્ષ બૈતુલ મુકદદસની ખરાબી પછી ચારસો નેવુ (૪૯૦) વર્ષમાં થઇ. બૈતુલ મુકદદસ ઇસ્વીસન ૮૦ માં બાદશાહ બ્રાસીયાસીનનાં હસ્તે નાશ અને બરબાદ થયું આ હીસાબથી ઇસ્વીસન ૫૭૦માં હજુર સરવરે આલમ સલલલ્લાહો અ. વ. સલ્લમનું આગમન છે.

૩ ફારસવાળાનું ગ્રંથ જામાસ્પી કર્તા હકીમ જામાસ્પ તે ગુસ્તાસ્પનાં સમય ઇસ્વીસન ૪૮૫ની ભવિષ્ય વાણી.

અરબના જંગલમાંથી એક પુરૂષ પ્રગટ થશે સારો દેખાવ અને સારૂ વદનાર મધ્યમ બાંધાનો ઘઉં વર્ણો નોતરે અને એનુ પ્રમાણુ હથ્થાર હોય. નોતરૂ તેનું પૃથ્વીના સાતે વિભાગોમાં પુગે અને તે પુરૂષ સ્ત્રીઓની ગમ પેરાયલો હોય કેમકે એનુ નક્ષેત્ર કુન્ડ શુક્ર (ઝેહરા) છે. એનાં બાળકોમાં પુરૂષો ન હોય અને પુત્રીયો હોય. ઉગતે દહાડે એનું દીન મજબુતી પકડતું હોય અને ચઉદ બાદશાહોની શાહી તાજ તથા ટોપીની જગ્યાએ પાઘડી મસ્તકે મુકે અને દરેક નામ જે તે લાવે એના કહેવામાં ઉચ્ચાર મોટો થાય અને ફારસીઓની અગ્ની ગૃહોનું નાશ કરે અને શાહી તથા અમારા રીવાજોને ઉપાડી દીયે. રાતું શબાન (મુસ્વી–યાહુદીયો) અને મોટુ ગોશ (નશારા ક્રીશ્ચ્યનો) તેના કરે જે તે કરે એટલે તેની બરાબરી ન કરે અને (૨૫) પચીસ વર્ષ સુધી તેજી તથા જયાદતીમાં રહે. અને નામ તેનુ શહેર આઝમાં હોય એના આવવાનું ચીન્હ એ છે કે સ્ત્રીઓ તથા બાળકોના હાથમાં (શાહી) સીંહાસન હોય અને તેઓ સાદા સુખા થઇ જાય અને જોઇએ કે એનો દીન કબુલ કરવું, ગમે તો આપણને પસંદ ન હોય અને આ પયગમ્બર પછી એના સેવકો એની આજ્ઞાથી મસ્તક ઉંચકે એની ઓલાદ પર એના પગલે ચાલનારા લોકો આક્રમણ કરે. અને એના જમાઇના બે પુત્રો હોય એકને ઝહેરથી મારે બીજાને બઉંતેર (૭૨) જાનો સાથે નેનવા (કરબલાની ભુમી પર પુર્વ નેનવા શહેર હતું)માં કતલ કરે.

૪. જબુરમાં ભવીષ્ય વાણી.

જબુર ૮૪ ઓ લશકરોનાં ખુદાવંદ! તારા વિશ્રાંત શ્રેહો કેવા આકૃષીત છે. મારો આત્મા ખુદાવંદની દરબારનાં માટે આકાંક્ષિત પરંતુ સ્વઇચ્છીત થાય છે. મારૂં મન તથા મારૂં તન જીવતા ઇશ્વરનાં માટે લલકારે છે. ગોડેએ પોતાનો માળો તથા અબાબીલે પોતાનું મ્હેઠાણુ તો મેળવ્યું છે જ્યાં તેઓ બચ્ચાં મુકે, મારાં યજ્ઞ સ્થળો (કુરબાનગાહો) ને ઓ લશ્કરોનાં ખુદાવંદ મારા બાદશાહ ભાગ્યશાળી તે છે જે મારા ઘરમાં વસે છે. ઓ ઇશ્વર તારી પ્રાર્થના કરશું ભાગ્યશાળી છે તે મનુષ્ય જેમાં બળ તારાથી છે. એનાં આત્મામાં તારી વાટો છે તેઓ બુકાની વાદીમાં વસે છે અને તેને એક કુવો બનાવે પહેલાં વરસાદે એને કલ્યાણોથી ઢાંકી લીધું હતું તે ટોળા ચઢતી કરતા જાય છે. ત્યાંસુધી કે ઇશ્વરનાં સીહોમાં (મકા આગળ સીહુ નામનો એક પર્વત છે) હાજર થાય છે.

૫ મુસા અલૈહીસ્સલામનું ગ્રંથ ખરૂજમાં ભવિષ્યવાણી. પાઠ ૧૫ અધ્યાય ૧૮ સફરે મુસન્ના હું એ માટે એનાં ભાઇયોમાંથી તારા જેવો (નબી) પ્રવાદી ઉત્પન કરીશ અને પોતાનું વાકય એનાં મોઢામાં નાંખીશ અને જે કાંઇ હું એને આજ્ઞા કરીશ તે સઘળું એઓને કહેશે અને એવું થશે કે જે કોઇ મારી સુવાર્તા ને જેને તે મારૂં નામ લઇને કહેશે નહીં સાંભળશે તો હું એનો હીસાબ એનાંથી લઇશ. પરંતુ તે (નબી) પ્રવાદી જે આવી અસભ્યતા વાપરે કે કોઇ સુવાર્તા મારા નામથી કહે જેનાં કહેવાની મેં એને આજ્ઞા નથી આપી અગર બીજા પુજ્યોનાં નામથી કહે તો તે (નબી) પ્રવાદી કતલ કરવામાં આવશે (શ્લોક ૧૮-૧૯-૨૦)

૬ બીબીસારા (રઝી.) થી ભવિષ્ય વાણી દૌલતે ઇસ્માઇલ દૌલત આકાશી છે. એનાં આગળ દૌલતે ઇસ્હાક જે એનો પડછાયો છે જતો રહેશે (તકવીન અધ્યાય ૨૧.)

૭ ઇન્જીલની બશારત. યુહન્ના. અધ્યાય ૧૬ શ્લોક ૧૨-૧૩ મારે તમારાથી બીજી પણ ઘણી સુવાર્તાઓ કહેવાની છે પરંતુ હવે

તમે એની બરદાશ્ત કરી શકતા નથી પણ જ્યારે તે (સંતોષ આપનાર) એટલે સત્યનો આત્મા આવશે તો તમને સઘળી સત્ય વાટો દેખાડશે એ માટે કે તે પોતાનાં તરફથી નહીં કહેશે પરંતુ જે કાંઇ સાંભળશે તેજ કહેશે અને તમને ભવિષ્યની ખબરો આપશે.

૮ મીસરનાં એક વિદ્વાનની ભવિષ્ય વાણી. મીસરનાં લોકો પ્રથમથીજ વિદ્વાન તથા જ્ઞાનીઓ છે અને એ દેશથી એક કોત્રેલું પત્થર નીકળ્યું હતું. જેમાં હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વ સલ્લમની ખુબીયોનું વર્ણન હતું.

૯ સુકરાતની ભવિષ્ય વાણી.

ગ્રીકમાં અદવૈત મતમાં માનનારો અને ઇચ્છનારો જગત વિખ્યાત મનુષ્ય સુકરાતથી વધીને જાહેર રીતે કોઇ નથી, ભવિષ્ય વાણી ઇસ્લામની બાબત અંગ્રેજી પુસ્તકમાં આવી છે. એક મહાત્મા (નબી) પ્રવાદી ઉત્પન્ન થશે જે (અલ્લાહ) પરમાત્મા તથા મનુષ્યોની વચમાં રહી તેનું રહસ્યમય જ્ઞાન સમઝાવશે મારા માટે એકે ઇષ્ટ છે આકાશથી ઉતરે એક મહાત્મા અને આજ્ઞા કરે અમને પુણ્ય તરફ પ્રેશવવાની (નફાયસ તલામજલ મદારસ બૈરૂતમા પ્રગટ થએલી ઈ. સ. ૧૮૮૬માં)

૧૦ ચીનમાં ભવિષ્ય વાણી........અમર વૃક્ષની ભવિષ્યવાણી હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વ સલ્લમનાં વીષે આદમ એ કીધી છે તેજ ચીનના વતનીયોમાં હજુ પણ મૌજુદ છે અમરફળ ની હજુએ વાટ જુવે છે.

૧૧ ઇટલીમાં ભવિષ્ય વાણી.

ભવિષ્યવાણી વાળો કાગળ એક ઇમારતમાં તાળું અપાએલું હતું જેને દરેક બાદશાહ નવું તાળું વાસતો ચાલ્યો આવતો હતો. છેવટે હરકુલનાં કાળમાં જ્યારે કે શાહેરૂમને મદદનાં માટે હરકુલએ તેડાવ્યું અને તાળું તુટયું એમાં ઇસ્લામની ખુબી અને હ૦ ફારૂકનાં જમાનામાં ઇમારત ઉઘડવાની ખબર લખેલી હતી અને લખ્યું હતું કે આ ઇમારત એ ટાંકણે ઉઘડશે કે જ્યારે ઉમર ફારૂકનું કાળ હશે.

જ્યારે તે ખલીફો રહેશે ભાગ્યશાળી (મુબારક) તે જે વિશ્વાસ (ઇમાન) લાવ્યા (નોટ ૧૦૦૦ વર્ષ સુધી આ ઈમારતને તાળું વાસેલું હતું.

૧૨ સ્પેનમાં ભવિષ્યવાણી.

આ ભવિષ્યવાણીને પોતાની તવારીખમાં ક્રોશ્ચયનો લખે છે જેનો અખબાર ૧૩મી સદીએ ભાષાંતર કીધેલ છે જ્યારે તારક બની ઉમૈયાનો સરદાર એમાં વહાણ હંકારી ગયો અને સ્પેનનાં બાદશાહને રૂપ્યાની જરૂરત પડી તો એની રાજ્યધાનીમાં એક ઇમારત હતી જેનાં પર દરેક બાદશાહ સીંહાસને બીરાજતાં એક અલગ તાળું વાસતો હતો. આ બાદશાહે અવસરાનુસાર મજકુરને ખોલ્યું તો અંદરથી એક તખ્તી જળવાએલી નીકળી જેમાં ઇસ્લામની શ્રેષ્ટતાનું વર્ણન હતું અને લખેલ હતું કે તારક મહાન મુસલમાનોનાં તરફથી જ્યારે આવશે તે વેળા આ ઈમારત ઉઘડશે.

૧૩ ફારસનાં વતનીયોમાં ભવિષ્યવાણી

દસાતીર તેરમું દસ્તુર સાશાન ચોથો એક કોમ બેહમની એટલે સત્ય વદનાર અને સન્માર્ગની પોષક આવે અને સીંહાસન પર બેસે અને એક પ્રવાદી (પયગંમ્બર) નાં ઉપાસકો તેની પ્રવાદીયત (પયગમ્બરી)માં હોય અને તલવાર તથા ઇશ્વર આજ્ઞાને અર્પણ કરી લીધું અને પારસનાં સરદારો અને સાસાનનાં વડીલો કે જેઓ ખંડણી ભરનારા હતા તેડાવ્યા. એ વેળા સાસાન ચોથાએ આજ્ઞા કીધી કે હવે તે ચીન્હ આપ્યું કે સદકાર્ય તથા ભોગ આપવાનું કર્તવ્ય ઇરાનીયોમાં રહ્યું નથી જ્યારે એવું કરવામાં આવશે તો અરબોમાંથી એક પુરૂષનો જન્મ થશે અને તેનાં પગોવડે તાજ તથા સીંહાસન દેશ અને સૌંદર્ય સઘળું પડી ભાંગશે અને થઈ જશે ઇરાનમાં બળવાખોરો કબજે. અને અગ્નીની પુજાનાં સ્થળો અને આબાદ એટલે આદમનું ખાનું કાઅબા વગર અર્થનું થઇ જશે અને નમાજ પઢવાની તરફ પણ સાસાન પંજમ એની સ્પષ્ટતા કરેલ છે કે એક બીજા એમાં અરબોના મકાન છે આબાદ એટલે આદમનું બનાવેલું

એમાં (તારાઓ) નક્ષેત્રોની સુરતો બનાવી છે અને વગર સુરત નમાઅનો કીબલો થઈ જશે. એની મુર્તીઓને ઉઠાવશે અને ફારસનાં અગ્નીગૃહને અને એનાં આસપાસ તુરા અને સલક તથા બીજી મોટી જગ્યાઓને તેઓ અરબ લઇ લેશે અને એનો આઈન બનાવનાર એટલે (પયગમ્બર) પ્રવાદી પુરૂષ હશે

૧૪ ભાગવત તથા કલકી પુરાણુ અને ભવેશોક્ત પુરાણુમાં ભવિષ્યવાણી. પૃથ્વીનાં નીર નીરાળા પ્રવાદીયો (અંમ્બીયાઓ) એ હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વ સલ્લમ સંબંધી ભવિષ્યવાણી આપી છે પરંતુ જે સ્પષ્ટતાથી હિંદુસ્થાનનાં મહાત્મા (બુઝોર્ગો) ઓએ હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈ હે વ સલ્લમનાં સબંધી ભવિષ્યવાણી આપેલ છે એવી ભવિષ્ય વાણી કયાં પણ દીઠામાં આવતી નથી. હીંદનાં મહાત્માઓએ આપનો નકશો સુદ્ધાં દોરી આપ્યો છે. જન્મથી લઇને તે સ્વર્ગવાસ સુધી કોઇ એવું મોટું વૃત્તાંત નથી જેને મુકયું હોય.

હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વ સલ્લમની ઉત્પતીથી ત્રણુ હજાર વર્ષ પુર્વે બતાવવામાં આવ્યુ હતું કે નીચેનાં નકશાવાલો જગતગુરૂ છે તેજ કલંકી અવતાર છે.



હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વ સલ્લમની ભવિષ્ય વાણી નતો ફકત કલંકી પુરાણ અને ભાગવતમાંજ છે. પરંતુ વેદો તથા ઉપનેસદોમાં પણ દ્રષ્ટી ગોચર થાય છે. વેદોમાં એવી રીતે કે શામ વેદમાં એક મંતર લખેલું છે કે જે માર્મીક જેવું છે. એટલે હાહા હુહુ હીહી લખેલું છે જેને બ્રાહ્મણો પ્રત્યક્ષ મનુષ્યના આત્મ ત્યાગ પ્રસંગે પાણી નાખતી વેળા ભણે છે તે ખરૂં જોતાં લાઇલાહા ઇલલ્લાહો મોહમ્મદુર રસુલલ્લાહ છે. હજારો વર્ષથી આ પદ્ધતી ચાલી આવે છે ફક્ત બ્રાહ્મણોજ આ મર્મથી માહીતગાર છે તોપણ પક્ષપાતના માર્યા આ દીશાગમ દ્રષ્ટી કરતા નથી અને લખ્યું છે તે અંદર છે દસ હજાર પવિત્ર આત્માઓ (કુદુસીયો)થી વિજય પામશે તે પત્થરનો મુકનારો છે.

અલોપનિશદમાં બે ઠેકાણે સ્વચ્છ અક્ષરોમાં મહમ્મદ રસુલ લખેલ છે અને દક્ષિણના હિંદુ મહાત્માઓના સરદાર બસ્વેશ્વર જ્યારે સ્વર્ગવાસ થતા હતા ત્યારે આપ લાઇલાહા ઇલિલ્લાહો મોહમ્મદર રસુલુલ્લાહ ભણ્યા. શરણલીલા અમૃત પા. ( ૨૦૯ )માં ખુલ્લું લખેલું છે. તે ગ્રંથ લગભગ પુરા દક્ષિણના શીવાચારી મઠોમાં મોજુદ છે. કલમી તથા છાપેલા બંને રીતે મૌજુદ છે. તેજ બસ્વેશ્વર, તથા એના ભાણેજ ચન બસ્વેશ્વર એ આજથી આઠસો વર્ષ પુર્વે કલ્યાણી નીજામ ઈલાકો જ્યાં તેઓએ પોતાનું પ્રચારનું મથક બનાવ્યું હતું એજ પવિત્ર કલમો પોતાના મઠમાં રાખ્યો હતો તે કલમો ચીતલ દુગ માઇસુર ઇલાકાના મઠમાં મૌજુદ છે. એનું વર્ણન આગળ આવશે. આજથી ચાર હજાર વર્ષ પુર્વે એટલે શ્રી કૃષ્ણજીનાં (૮૫) વર્ષ પછી પ્રેક્ષદ રાઇશિક મુનીના કાળમાં શ્રી કૃષ્ણજીના મોઢે ભવિષ્ય વાણી વીષે કલકી અવતાર અથવા જગત ગુરૂ અથવા ઇશ્વર અવતાર નીચેના શબ્દોમાં વર્ણન કરવામાં આવ્યું છે.

ઓ વર્તમાન શહેનશાહ આપને દેહત્યાગના (૧૧૧૫) વર્ષ પછી શ્રી કૃષ્ણજીના ઉપદેશોની અસર જતી રહેશે અને મોખા નક્ષેત્રમાં (મંગલ) વગેરેનું ચક્ર રહેશે એ વેળા કલ્યુગના ૧૨૦૦ વર્ષ રહેશે તે સમયે પરદેવ દીનના વંશથી નંદ નામે એક બાદશાહ

ઉત્પન્ન થશે એ હીસાબથી સીંધીકલી એટલે દ્વાપર યુગ અને કલ્યુગનાં મધ્યની મુદત (૮૫) વર્ષ થઈ અને નંદ બાદશાહના કાળ સુધી કલ્યુગના (૧૧૧૫) વર્ષ વીતી ગયા એજ. શકમુની સ્વામી આગળ સંબોધે છે નંદ વંશમાં એકસો વર્ષ હુકુમત રહેશે.

તે પછી મુર વંશના આ ભુમીપર (૧૩૭) વર્ષ રાજ્ય કરશે પછી આ ભુમી પર શરંગ વંશના (૧૧૦) વર્ષ રાજ્ય કરશે એ પછી કનઉ નામના વંશજો (૩૪૫) વર્ષ આ ભુમીપર રાજ્ય કરશે એ પછી આંધ્ર વંશના [૬૪૫] વર્ષ હુકુમત કરશે એ પછી મુન વંશ [૩૦૦] વર્ષ રાજ્ય કરશે એ પછી હીંદુસ્થાન પર શહેનશાહીયત રહેશે નહીં. હીંદુસ્થાન અનેક સ્વતંત્ર રાજ્યોમાં વહેચાઈ જશે. એ કાળમાં પાપોનો વધારો થશે. એ વેળા [અલ્લાહ] જગદીશ્વર (રબ્બુલ આલમીન) કલકી [ એટલે મુર્તીઓનું ખંડન કરનાર ] ના રૂપમાં પ્રગટ થશે. આ હીસાબથી શ્રી કૃષ્ણજી થી લઈને કલકી અવતારના આગમન થવા સુધી [૩૬૫૮] વર્ષ થાય છે. પુર્વેના જ્ઞાન શાસ્ત્રોની તવારીખ સાક્ષિ આપી રહી છે કે કલ્યુગના [૩૬૫૮]માં [ અલ્લાહ રબ્બુલ આલમીન ] જગદીશ્વરનું સંપુર્ણ સ્વરૂપ અને સઘળા આલમો માટે કલ્યાણ રૂપ થઈને હજરત મોહમ્મદ મુસ્તફા આહમદ મુજતબા સલલલ્લાહો અલૈહે વ સલ્લમ વગર પૃથ્વીમાં કોઈપણ પ્રગટ થયું નથી. કેટલાક લોકોનું ધારવું છે કે કલકી અવતાર કલ્યુગના અંતમાં આવવો જોઈએ કેમકે દ્વાપરના અંતમાં શ્રી કૃષ્ણજી આવ્યા. આ ધારણા નીર્બળ છે કેમકે જે વેળા બીમારીયો વધી જાય છે તે વેળા ડૉકટરોનું પણ જોર હોય છે. શક મુનીના વર્ણવ્યા પ્રમાણે કે જ્યારે [ ૩૬૫૮ ] વર્ષ વીતી જશે તે વેળા પાપોનો વધારો હશે. જમાનો અતીશય બગડી જશે કલકી અવતાર આવશે. ભુમીનો ભાર હલકો કરશે ખરેખર એવુંજ થયું. નહીં તો ટીકાકારના શંસયને માન્ય રાખવામાં આવે તો કલ્યુગનો અંત કાળ (૪૩૨૦૦૦) વર્ષ થાય છે અથવા તો તે વીના સંકોચે ભુલ છે. બીમારી યુવાવસ્થામાં હોય અને ઈલાજ વૃદ્ધાવસ્થામાં કરવું એ કાર્ય અનીષ્ટ છે [ અલ્લાહ તઆલા ] પરમાત્મા અનીષ્ટ કર્તવ્યો કરતો રહેતો નથી.

کلیانی چن بسویشور کا سکّہ اور شیلی

ಕಲ್ಯಾಣದ ಶ್ರೀ ಚನ್ನಬಸವೇಶ್ವರರ

ಸಿಕ್ಕ ಮತ್ತು ಶೈಲ.



कल्याणी चन्नबसवेश्वर नुं सिक्का तथा शैली

હજુર સરવરે આલમ સ. અ. વ. સલ્લમનાં કલકી પુરાણ અને ભાગવત પુરાણમાં થયેલાં વર્ણન સઘળા ચીન્હો આરીસાની જેમ દ્રષ્ટી ગોચર થાય છે તે ચીન્હો નીચે પ્રમાણે છે.

કાળનું ચીન્હ એ પ્રમાણે કે કલંકી અવતાર જગતગુરૂના આગમન થવાના કાળમાં હીંદુસ્તાનમાં સુર્યબંસી અને ચંદ્રબંસી કુળ માહોમાહે વઢીને નાશ પામશે. શાક દીપ (ઈરાન તથા ખુરાસાન) ના બાદશાહ પોતાના આસપાસ રહેનારા સુર્ય બંસી કુળનો નાશ કરી દેશે એ પ્રમાણે કલ્યુગ (૩૬૫૮) વર્ષ પછી હિંદુસ્થાનની મોટામાં મોટી બે રીયાસતો અધર્મી પણાંના લીધે નાશ પામી અને મલેચ્છ બાદશાહો ધસી આવ્યા ગંગાપાર સુધી તેઓનું રાજ્ય રહ્યું અને લગભગ સઘળા ક્ષત્રીય કુળનો નાશ કરી નાંખ્યો. તવારીખ શાક્ષી છે. કનુજ કશ્મીર દ્વારકા આદીની મોટી મોટી રીયાસ્તો એજ કાળમાં નાશ પામી અને અહીં એજ કાળમાં ઈરાનનાં બાદશાહ પોતાનાં આસપાસનાં મોટા મોટા રાજ્યોને નવશેરવાનની સેના અગ્નીપવીત્વમાં નાશ કરાવ્યું.

કેટલાકો અજ્ઞાનતાના લીધે, હીંદુ કોમ કલ્યુગ (૫૦૦૦) નાં અંતમાં કલકી અવતારની વાટ જુવે છે. અંતે તે પણ વીતી ગયું ભુલ થાય તો આ છે કે નારદ મુનીએ લખ્યું છે કે કલ્યુગ (૫૦૦૦) નાં અંતમાં વિષ્ણું અવતાર પ્રગટ થશે અને કલકી પુરાણમાં આ વીષયને સ્પષ્ટ કરી આપ્યું છે તે એ કલકી અવતાર બીજી વાર આવશે તે કાળ કલ્યુગ (૫૦૦૦) અંતનો હશે તે સમયે સ્રીની બાદશાહીનાં અંત દહાડાઓ હશે અને કાળો રથ આવશે અને એના સાથે ડબ્બા લાગેલા ચાલશે જાણે છછુંદર પોતાના બચ્ચાઓને લઇ ને ચાલે છે અને કો કૌ કો ક. (ગાગ મે ગાગ) જુજ મા જુજનું જોર હશે એ બીજું આગમન છે.

ભાગવત અને કલકી પુરાણમાં લખ્યું છે કે જગત ગુરૂ કલકી અવતારનું જન્મ સ્થળ શાલમલદીપ હશે એનું વૃતાંત એ છે કે દેશોના નામો સદાકાળ બદલાતા રહે છે. જંબુદીપ કહેતા હતાં

પાછળથી ભારત વર્ષ નામ થયું અને મુસલમાનોના સમયમાં એનું નામ હીંદુસ્તાન થયું. અને હવે ઈન્ડીયાનું નામ અર્પવામાં આવ્યું છે. મતલબકે જે કાળમાં આ દેશને જંબુ દીપ કહેતા હતા તે વેળાના ભુગોળ વેત્તાઓએ સઘળી પૃથ્વીને સાત વિભાગોમાં વ્હેચ્યું હતું પુર્વનાં ગ્રંથોથી એની બાતમી લાગે છે તે વહેચણી આ પ્રમાણે છે,

## સાત વિભાગોની વહેચણી,

| દીપનું નામ. | હાલનું નામ | ફેરબદલ થવાનું કારણ. |
|---|---|---|
| ૧ જંબુદીપ | હીંદુસ્તાન આસામ બરમાં | આ ઇલાકામાં જામનાં ફળો આમ છે. |
| ૨ શાકદીપ | ઇરાન અને ખુરાસાન | અહીં ફ્રુટ અને બકાલો વધુ રહે છે |
| ૩ ક્રુમીકદીપ | રૂસજર્મની ચીન જાપાન. | અહીં પર્વતો વીશેષ છે અને ક્ષેત્ર ભુમી વધુ છે |
| ૪ ક્રૌન્ચદીપ | ઇટલી અને ગ્રીક | અહીં હવાસીલ બગલા વગેરે વધુ થાય છે |
| ૫ શાલ્મલદીપ | અરબસ્તાન અને ફીનઆન | અહીં રૂ રેશમ જેવું નરમ થાય છે. |
| ૬ કુશદીપ | આફ્રીકાનો ઇલાકો | અહીં ખશ એટલે સુગંધી ઘાસ થાય છે. |
| ૭ પશકરદીપ | ઈંગ્લેંન્ડ ફ્રાંન્સ સ્પેન | આ ઈલાકામાં પાણી ઘણું છે. |

કેટલાકોને પક્ષપાત તથા ખુદ પસંદીએ એટલા તો અંધ બનાવી દીધાં છે કે શાલમલ દીપનાં સ્થળે સંમ્બલ ગ્રામ કહી નાંખ્યું અને એને મુરાદાબાદ પાસે શોધવા લાગી ગયા અંતે નીરાશ થયા. શરૂઆતથીજ ભુગોળ કહી રહયું છે કે શાલ્મલ દીપ અરબસ્તાન અને ફીનઆનની ભુમી વગર કોઇ વિભાગને કોઈ સમયે પણ કહેવામાં આવ્યું નથી એવી રીતે રૂષીઓ તથા મુનીયો


કલકી અવતાર (જન્મ સ્થળ)
•શાલ્મલ દીપ
(ભાગવત તથાં કલકી પુરાણ)
ગોમેદીક દીપ
(પ્લક્ષ દીપ)
પુષ્કર દીપ
શાલ્મલ દીપ
જંબુ દીપ
કુશ દીપ
કલકી અવતાર (હજુર સરવરે
આલમ શાહલ્લાહો અલૈહે વ સલ્લમ)
નું જન્મ સ્થળ શાલ્મલ દીપ છે
(હવાલો ભાગવત અને કલકી પુરાણ)

એ હજરત સરવરે આલમની જન્મ ભુમીને આંગળી વડે દેખાડી આપી છે.

ભાગવત તથા કલકી પુરાણમાં લખ્યું છે કે જગતગુરૂ સરવરે આલમનાં પીતાનું નામ વિષ્ણુ ભકત ( અબ્દુલ્લાહ ) અને માતાનુ નામ સોમતી [ આમના ] રહેશે અને તારીખ ૧૨ વઈસાખ સોમવારનાં દીવસ બે પહોર* દીવસ ચઢતાં જગતગુરૂનું જન્મ થશે અને

*અહીં બે પહોર દીવસ ચઢતાં જન્મ થશે લખેલું છે જોકે હજુર સરવરે આલમ સલલ્લાહો અલૈહે વ સલ્લમ સુર્યોદય થતાની સાથેજ જન્મ પામ્યા એ મત ભેદ કેવું ? જવાબ એ છે કે મક્કા તથા દીલ્લીના ટાઇમમાં બે કલાક વધઘટ છે—

પીતાનો સ્વર્ગવાશ પહેલાં થશે. માતાનું પછી જગતગુરૂ ( સરવરે આલમ ) સાલમલ દીપની રાણી ( ખદીજા રઝી. ) સાથે લગ્ન કરશે. એ લગ્નમાં કાકા અને ત્રણ ભાઈઓ [ અબુતાલબ જાફર અકીલ અને હઝરત અલી ] સાથે રહેશે. એક ગુફા [ ગારેહીરા ] માં પરસરામ (જીબ્રઇલ) થી જ્ઞાન પ્રાપ્ત કરશે અને જ્યારે પ્રજામાં આવી પ્રચારનું કાર્ય કરશે તો લોકો ત્રાસ આપશે. ત્રાસ સહન ન થતાં દક્ષિણી પર્વતોમાં [હીજરત] પ્રયાણ કરશે ત્યાંથી તલવાર લઇ પાછા એજ પ્રજામાં આવશે દેશપર વિજય મળશે. જગતગુરૂ ( સરવરે આલમ ) નો એક અશ્વ હશે. જે વીજળીથી અધીક વેગે ચાલશે એ પર સવાર થઇને આપ સમસ્ત ભુમી તથા સાતે આકાશોની સહેલ કરશે, ઈશ્વર—ખુદાની કૃપાથી ફકત ઇશ્વર સ્વરૂપ ( રહેમતુલલીલ આલમીન ) પરજ આ સમસ્ત વાતો બરાબર ટાંકી શકાય છે બીજા કોઇ પણ મનુષ્યને આ સ્થળે પગ મુકવાની જગ્યા નથી.

હીંદુઓના જ્ઞાનશાસ્ત્રોમાં એટલે તત્વજ્ઞાન, હીંદુઓનાં ગ્રંથોમાં પણ જ્ઞાન શાસ્ત્ર રીતે આપની ભવિષ્યવાણી કરવામાં આવી છે તે એવી રીતે છે. આપને—એવા નવા રૂપ એટલે આકાશ કહેવામાં આવ્યા છે. અને એના તાબામાં ( મબદએ ખલ્ક ) સંસાર આરંભનાર સદેવ જાત ( સયદજાત ) જેના અસ્તીત્વથી માટી ઉત્પન્ન થઇ

અને વામદેવ જેનાં મુખ વાટે પાણી ઉત્પન્ન થયું અને અઘોર જેનાં મુખે અગ્ની ઉત્પન્ન થઇ તત્વ પુરૂષ જેના અસ્તીત્વથી વાયુ ઉત્પન્ન થયું આ ચારે એક સરદારની આજ્ઞામાં છે તે એજ કે હજુર સરવરે આલમ સલલ્લાહો અલૈ હે વ સલ્લમ એ આજ્ઞા કીધી છે કે હું દરેકમાં વ્યાપી છું અને કબજા કુદરતથી કોઈ વસ્તુ બાહેર નથી અને ચાર અસહાબીયો ચાર અનસરો છે. અબુબકર ( રઝી ) પાણી છે. ઉમર ( રઝી ) અગ્ની છે. ઉસમાન ( રઝી ) વાયુ છે અને અલી [ રઝી ] માટી છે. જ્ઞાન શાસ્ત્ર એટલે ફીલ્સુફી હીંદુઓમાં હજરત અલીને મોટી કદરની દ્રષ્ટીથી નીહાળવામાં આવ્યા છે અને એજ વ્યકતીને જ્ઞાનનો દરવાજો કહે છે અને હીંદુ હજી સુધી અલી [ રઝી ]ની પુજા કરે છે. જે રીતે ગ્રંથો ( હદીસ ) છે હજરત અલી [ કરમલ્લાહુ ] જ્ઞાનના દરવાજા છે એ પ્રમાણે આપના નામને ગણુપતી જેમ લખ્યું અને લખી આપ્યું. આ દરવાજો જ્ઞાનનો છે હજુ સુધી પોતાનાં બાળકોને [ બીસ્મીલ્લાહ ખ્વાજા ) શુભ આરંભ ભણાવવાનું કરાવે છે તો પહેલાંજ આ ગણુપતીનું દ્રશ્ય સમક્ષ મુકે છે અને દરેક પાઠશાળાની ચોપડીઓ પર ગણુપતીનીમુર્તી મૌજુદ હોય છે તે હકીકતમાં અલી છે નહીંતર કોઇ મનુષ્ય હાથીની



આકૃતીનું થઇ શકે છે ના થયું છે. અને હીંદુઓના જ્ઞાન શાસ્ત્રોમાં સ્પષ્ટ લખ્યું છે કે ઇશ્વર એટલે રબ્બુલ આલમીન જેનાં અવતાર ઈશ્વિર અવતાર છે એનાં દીકરા ગણુપતી છે. ખચ્ચીત હજરત અલી ( રઝી ) ઇશ્વર અવતાર [ રહેમતુલલીલ આલમીન ]ના જમાઇ તથા આત્મીક દીકરા પણ છે અને જેવી રીતે હજરત અલીને અરબી ભાષામાં અબુ તુરાબ કહેવામાં આવ્યા છે એવી રીતે હીંદુઓનાં જ્ઞાન શાસ્ત્રોમાં આપને માટીનો પીતા કહેવામાં આવેલ છે. અને સ્વચ્છાક્ષરે સદૈયજાતી [ સયદજાત ] કહેવામાં આવ્યું છે આ જ્ઞાન

શાસ્ત્રવાળી ભવિષ્યવાણી પાંચ હજાર વર્ષ પુર્વેથી ચાલતી આવે છે જયારે હીંદુસ્થાનમાં મુર્તી ખંડનવાળું ટોળું ઉભું થયું અને આ ગણપતીની પુજા બંધ થવા લાગી તો આ સર્વકાળ અમર રહેનારી અલ્લાહના નામવાળી ભવિષ્યવાણી (ૐ) ના સ્વરૂપમાં સમક્ષ આવી છે દરેક કાર્યમાં આ અદવૈત મતનાં ટોળાંએ. એજ અક્ષર ને જે હકીકતમાં અલી છે સમક્ષ મુકયું જેવી રીતે મુર્તીની જેમ આ. સર્વથી, આગળ પુજાનાં લાયક સમઝવામાં આવતું હતું એવી રીતે આ અક્ષરને સઉથી આગળ મુકવામાં આવ્યું. આ ભેદ હવે ઓછામાં ઓછો સંપુર્ણ હીંદુસ્થાનમાં પોતાના પુરેપુરા મર્મ સાથે અસ્તિત્વમાં આવવા ઇચ્છે છે. લગભગ ઇશ્વર ઇચ્છા છે તો હીંદુસ્થાનમાં દરેક ઘર તથા દરેક પ્રાર્થના સ્થળોએ નબી (શ. અ. વ. સ.) અને આપનાં વંશજો પર (દરૂદ) આશીરવાદ ભણવામાં આવશે. સિદ્દીક દીનદાર ચનબસ્વેશ્વર આ પ્રકરણને સ્પષ્ટ રીતે પબ્લીકમાં લાવી રહેલ છે એ માટે કે સંપુર્ણ યોગ્યતા અને સત્યતા પુગાડવાની ફરજથી મુક્ત થાય અને ઇશ્વર ઇચ્છા પધારવાની વાટ સ્વચ્છ થાય.

ભવેશોકત પુરાણમાં છે કે જગત ગુરૂ તેજ છે જે સુક્ષ્મ શરીર સાથે જગત વ્યાપી હોય અને દયાળુ શકતીઓનો સંપુર્ણ કૃપાળુ પ્રકતીથી યોજાએલો સ્વામીત્વ ગુણનો સ્વરૂપ બનેલો સદાકાળ અમર રહેનારો છે.

આ ભવિષ્ય વાણી ફકત હજુર સરવરે આલમ. સ. અ. વ. સ. પર ટાંકવામાં આવે છે બીજાને આ સ્થળે પગ મુકવાની જગ્યા નથી જેવી રીતે ઇશ્વર પોતાનાં દયાળુ ઉભરા તળે વસ્તુસ્થિતિનું પાલણ પોષણ કરે છે અને દઈવીક શકતીનાં નીચે એનાં નીભાવનો સામાન કરે છે અને સ્વામીત્વ શકતી તળે એનો બંદોબસ્ત કરે છે એવી જ રીતે ઇશ્વર અવતાર ઇશ્વરનાં દરેક ગુણનું સંપુર્ણ સ્વરૂપ છે કોઇ માનવને આ સ્થળ પ્રાપ્ત થયું નથી અને ન થશે. એનો ભેદ પુનર્જન્મનાં ગ્રંથોમાં મળશે અને બીજો ભાગ–અમર પ્રવાદી (હયાતુન નબી) અને ત્રીજા ભાગ સુક્ષ્મ શરીર સાથે જગત

વ્યાપી હોવું એ પ્રમાણે છે કે આપને સમસ્ત પૃથ્વીની કોમો દરેક સમયે યાદ કરે છે અને આપને આપની કીર્તી પ્રમાણે માને છે પણ એઓને ખબર નથી કે તે આપ હજુર સરવરે આલમ સલલલ્લાહો અ. વ. સલ્લમજ છે. દાખલા તરીકે હીંદુસ્થાનનાં [તૌહીદ] એક ઈશ્વર વાદીયોનાં પુજકો આપને આત્મા કહે છે. અને બનતા સુધી આત્મીક રૂપ (એટલે) ફનાફીરરસુલ થવાની ઉત્કંઠા રાખે છે એટલે સર્વનો હું. સર્વમાં હું પક્ષપાત થતાં તરફદારીથી વેગળો અને અખંડ જ્ઞાની હું. અલ્પથી સર્વમાં આવવા કાજે નદીયોનાં તીરે આશ્રમો અને મઠો બાંધે છે અને શાન્તી ઇસ્લામમાં મેળવવા કાજે સમસ્ત બ્રમ્હાન્ડ શોધતા ફરે છે પણ આપ હજુરના શારીરીક દેખાવવાલા નામથી દુર રહેવા ઇચ્છે છે. કેમકે પગતળેની ભુમી માથે આવીને પડી છે. ભુમીકજનો ચાલાકીથી મુસલમાનો અને પોતાની કોમ વચ્ચે પ્રતી દીવસ મોટા મતભેદો ઠસાવી રહ્યા છે અને હજુર (સરવરે આલમ સલલલ્લાહો અ. વ. સલ્લમ.) જગત ગુરૂનાં સુભાગ્ય વૃતાંતોને ખરાબથી ખરાબ સ્વરૂપમાં ચીત્રી રહ્યા છે એ કારણે કે અમારી કોમ મુસલમાનોમાં સમાઇ જવાથી બચી જાય. જો કે તેઓ જાણે છે. એઓનાં મહાત્માઓ આજથી આઠસો વર્ષ પુર્વે (નબી) કરીમ સલલલ્લાહો. અ. વ, સ. મહાન પ્રવાદી મહમ્મદ પયગંમ્બરને પોતાની ભવિષ્ય વાણીયોનાં પ્રમાણે માન્ય રાખેલ હતા પછી રાજાઓ શ્રદ્ધા લાવેલ આજે પાંચસો વર્ષથી આ દેશનાં રાજ્યદ્વારી લીડરોએ આ બન્ને કોમો વચ્ચે સંગીન મતભેદો ઉભા કરી દીધાં. આજકાલ આ વાતની હદ ઉપરાંત કોશીશ કરી રહ્યા છે.

હીંદુઓનાં પવિત્ર સ્થળોમાં તે કયું જગવિખ્યાત સ્થળ છે જ્યાં પવિત્ર કલમો લખેલું નથી. હીંદુઓનાં જગખ્યિાત પવિત્ર સ્થળોમાં દાખલા તરીકે શ્રીંગેરી રામેશ્વર ચીતલદુગ શ્રીરંગમ મથુરા બાબાનાનક ગુરૂદ્વારે શ્રીહરી મઠતતની વરદી ઉરડમઠ ગડગંન્ચી હુમનાબાદ આ સર્વે સ્થળોમાં સ્પષ્ટ અને સ્વચ્છ રીતે અરબી અક્ષરોમાં પવિત્ર કલમો. લાઇલાહા ઇલલલ્લાહો મોહમ્મદર રસુલલ્લાહ લખેલું મૌજુદ

بابا نانک کا چولہ

ಬಾಬಾ ನಾನಕರ ನಿಲುವಂಗಿ.



बाबा नानक नुं चुलो (पेहरण)

છે. એવું જણાય છે કે જ્યારે હજુર (સરવરે આલમ સલ૦)નું આગમન થતાં એ આશ્રમોનાં સરદારો શ્રદ્ધા (ઇમાન) લાવેલ હતાં.

દક્ષિણમાં હીંદુ મહાત્માઓનાં સરદાર બશ્વેશ્વરનું વૃતાંત શાર્ણલીલા અમૃત જે લગભગ સઘળા મઠોમાં હસ્તાક્ષરો તથા છપાએલાં મોજુદ છે એના પાના (૨૦૯) માં લખેલું છે. બસ્વેશ્વરનાં સ્વર્ગવાસ થવા સમયે લાઇલાહા ઇલલલ્લાહો મોહમ્મદુર રસુલલ્લાહ ભણ્યા. અને ચનબસ્વેશ્વર બીજા નંબરે મહાત્મા માનવામાં આવે છે એમના પાસેનો સીક્કો તથા સેહલી આજ સુધી એજ ગ્રામનાં સ્થળે મોજુદ છે જેના માનનારાઓ ચાલીસ લાખથી વધુ લીંગાયતો છે. તે પવિત્ર કલમો અરબી અક્ષરોમાં ચાંદીની પટ્ટી પર કોતરેલું છે અને એ સીક્કાની આસપાસ એક ચાંદી તથાં સોનાની સેઇલી છે જે દરેક નવા ગુરૂનાં ગળામાં નંખાય છે અને આ પવિત્ર કલમો હાથમાં આપવામાં આવે છે. બ્રાહ્મણોનાં જગવિખ્યાત ગુરૂ જે કેટલીક સદીયો પુર્વે હુમનાબાદ (જીલ્લા ગુલબર્ગા) માં પ્રગટ થયા હતા એમનો મઠ આજકાલ મશહુર છે અને એમની યાત્રા ઘણી ધામધુમથી થાય છે અને અહીંનાં મઠપતી ઇનામ ઇકરામ પામેલા છે એમનાં વચનવાળા ગ્રંથનાં પા. ૪૫ માં એ લખ્યું છે.

વોહે બંદા જો હે બંદા રાહ ન જાને સો હે ગંદા
લાઇલાસે દમકું લેકે ઇલિલ્લાહમે ઠેરે જાના
મોહમ્મદુ રસુલુલ્લાહ કહેકે નબી અલીકા રંગ પાના
કૌલ હે રસુલુલ્લાહકા રોજા નમાજ કરતે રહેના
અપને દીંપર કાયમ રહેકર મોત કે આગે મરજાના
માનીક સગ હે નબીકે દરકા બાંધ લીયા ગલેમે તાગા
તાગા હે મેરે રબકે હાથમે જીધર ખીંચા ઉધર ભાગા

દક્ષિણની સોની કોમ જેનાં ધાર્મીક ગ્રંથમાં પવિત્ર કલમા ઉપરાંત બીજાં ઘણુંજ મહાત્માઓનાં નામો અને દરેક સોની ભોજન લીધા આગમચ એક લાખ એંસી હજાર પાંચસો પયગંમ્બર મોઇનુદ્દીનકી દોસ્ત તેરા હો દીન કહીને ભોજન કરે છે. અને ખાસ લીંગા-

યતનાં કેટલાંક મઠપતી લીલી ધજા રાખે છે અને કોઇ સ્થળે યાત્રાઓમાં પશુયજ્ઞ (કુરબાની) પણ કરવામાં આવે છે અને (ફાતેહા) મંત્રો ભણુવામાં આવે છે. મતલબ કે હીંદુઓનાં વેદોમાં શાસ્ત્રોમાં પુરાણોમાં અને મઠોમાં અને તારીખી ઐતીહાસીક ગ્રંથોમાં હજુર સરવરે આલમ સલલલ્લાહો અ. વ. સ. નું નામ મૌજુદ અને મૃત્યુ વેળા હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમનું નામ લેવામાં આવે છે છતાં પણ આ કોમ પબ્લીક રીતે સ્પષ્ટ વાકયોમાં હજુર સરવરે આલમ સ. અ. વ. સ. નું નામ લેવા ઇચ્છતી નથી એનાં બે કારણો છે.

૧ મુસલમાનોની ભુલ તથા ગફલત છે કે એઓનાં વડીલોએ પ્રચાર કીધો હતો અને તેઓએ પોતાના બાપ દાદાનાં કર્તવ્યને વ્યર્થ સમઝી મુકી દીધો. બીજું કારણ એ છે કે ગત પાંચસો વર્ષથી રાજ્યકીય નેતાઓએ પોતાની કોમને મુસલમાનોથી કદવાસ ઉત્પન કરાવવાનું આરંભી દીધું અને વિરૂદ્ધતા તથા શત્રુવટ વધારી આપી કેમકે મુસલમાનોથી ઇર્ષા છે અને મુસલમાન હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈ હે વસલ્લમનાં વખાણુનારાઓ છે એ માટે હીંદુઓએ નબીનુ નામ લેવું મુકી દીધું. દક્ષિણનાં હીંદુઓના મનાએલા સરકાર જેની વિદ્વતા જગ વિખ્યાતી મેળવી છે દાખલા તરીકે સર્વજ્ઞા મુર્તી અને રૂદ્ર મુની સ્વામીએ બંનેએ પોતાનાં લેખમાં લખ્યું છે કે દસમા અવતાર જગતગુરૂ [ સરવરે આલમ ] નું આગમન થઇ ગયું છે. જુવો સર્વજ્ઞાનો કરાર શાર્ણુ લીલા અમૃત પા. ( ૧૪૬ ) અને રૂદ્રમુનીનો કરાર પા. ૨ એ રીતે હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈ હે વ સલ્લમ શુક્ષ્મ શરીર સાથે સંપુર્ણ હીંદુસ્થાનમાં વ્યાપીત દ્રષ્ટીગોચર થાય છે.

હવે ક્રીશ્ચયનોની હાલત જુવો કોઇ ક્રીશ્ચ્યન એવો નથી જે એ ન માનતો હોય કે ઇસુ ખ્રીસ્તી ઇશ્વરનો દીકરો છે અને કોઇ ક્રીશ્ચ્યન એવો નથી જે એ ન માનતો હોય કે ઇસુ ખ્રીસ્તનાં પુર્વે પરમેશ્વરે પોતાના નોકરોને પાઠવ્યા કાર્ય ન થતાં પોતાના

દીકરાને મોકલી આપ્યો તો પણ કાર્ય ન થયું. દીકરા પછી હવે તે પોતે આવશે. હકીકતમાં આ ક્રીશ્ચયનો નબીએ કરીમ સલલલ્લાહો અલે હે વ સલ્લમને આપના આગમન પુર્વેથી માનતા આવી રહયા છે. બાપ બીજા છે [અબ્વીયત] બાપની સત્યતા વાણી ગ્રંથો [હદીસો] માં થાય છે. નબી કરીમ સલલલ્લાહો અલૌ હે વ સલ્લમ સંબોધે છે જો કે જાહેર રીતે હું આદમનો દીકરો છું પરંતુ હકીકતમાં આત્મિક દ્રષ્ટીએ હું આદમનો બાપ છું. અને સંબોધે છે અનામીન નુરલલ્લાહે વકુલ્લે શૈઇમ મીન નુરી. સારાંશ દરેક ક્રીશ્ચન ઇસુ ખ્રીસ્ત [ ઇસા અલૌહીસ્સલામ ] નાં બાપને નીશ્ચય યાદ કરે છે. વહેમ અથવા મુસલમાનોની વિરૂદ્ધતાનાં કારણે કહેતા નથી કે તે બાપ હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૌ હે વ સલ્લમ એવણના દરેક પવિત્ર સ્થળમાં અને દરેક ઘરમાં મૌજુદ છે અને બાકી રહયા મુસલમાન તે કયો મુસલમાન છે જે આપ પર વારંવાર આશીર્વાદ ( દરૂદ ) નહીં ભણતો હોય. એવીજ રીતે હીંદુઓની ભવિષ્યવાણી પ્રમાણે આપ જગત વ્યાપી એટલે સુક્ષ્મ શરીર સાથે જગતમાં ભરેલા છે. આવી દશામાં અમો મુસલમાનોનું કર્તવ્ય છે કે પૃથ્વી પર શાંન્તી સ્થાપવા કાજે પ્રેરણાં કરીયે. જેનાં હ્રદયે એનો વીચાર નથી તે મુસલમાન નથી તે પોતાને પર કોમોનાં નંબરે નીરખે છે. તે શાન્તી ફકત લાઇલાહા ઈલલલ્લાહો મોહમ્મદુર રસુલ લલ્લાહમાં છે બીજી કોમોને આપણામાં સમાવી લેવું એજ એક ઇસ્લામનું ફરક તથા ચીન્હ છે. અલ્લાહ દરેક મુસલમાનને આ કાર્યની તોફીક આપે. આખેરો દાઅવાના અનીલ હમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીન.

ખાકસાર

સિદ્દીક દીનદાર ચનબસ્વેસ્વર તારીખ ૬ સફર

સ. ૧૩૩૭ ફ

## પ્રમાણુ સાતમું.

જગતગુરૂ (સરવરે આલમ) તે વ્યકતી થઇ શકે છે જે મનુષ્યોની પ્રકૃતિ (ફીતરત) પ્રમાણે બનેલા ચારે ધર્મો એટલે બ્રાહ્મણ (ફકીહ) ક્ષત્રીય (મુજાહિદ) વૈષ્ય (વ્યાપારી) શુદ્ર (મજુર) ના માટે નમુનો હોય.

આ પ્રમાણુ વડે પણ ફકત એકજ પવિત્ર વ્યકતી હજરત મોહમ્મદ મુસ્તફા સ. અ. વ. સલ્લમજ સંપુર્ણ પણે ઠરે છે. આ ધર્મમાં અમુક બીજા કાર્યો ઉપરાંત એક કાર્ય પશુયજ્ઞ (કુરબાની) પણ છે જેને આ ગ્રંથમાં સવિસ્તવાર વર્ણવવામાં આવ્યું છે. ઇશ્વર ઇચ્છાથી જે વેળા કનડી ગ્રંથમાં જગત ગુરૂનું સંપુર્ણ ભાષાંતર છપાઇ પ્રસીદ્ધ થશે તેમાં બીજા કર્તવ્યનું પણ વર્ણન આવશે. એજ,

પવિત્ર કુરઆનમાં આવ્યું છે કે વલે કુલ્લે ઉમ્મતે જઅલના મન સકાલે યઝ કોરૂસ્મલ્લાહો અલા મા રઝકના હુમ મીન બહીમ તીલ અનઆમ અને અમે દરેક ટોળાં માટે પશુ વધ ( કુરબાની ) ની આજ્ઞા કરી દીધી છે તે એવી રીતે કે લોકો પરમેશ્વરના અર્પેલા ચોપગા પશુઓ પર ઇશ્વર નામ ઉચ્ચારે. ફરી સર્વ શકતી માન પરમેશ્વર આજ્ઞા કરે છે. વલબુદના જઅલનાહો લકુમ મીનશાશઆએ રીલ્લાહે લકુમ ફીહા ખઇરૂન ફઝ કોરૂસ્મલ્લાહે અલેયહાન સવા ફા ફઇઝ વજેબત જુનુબોહા ફ કુલુ મીનહા વ અતએમુલ કાને આ વલ મોઅતર. ઓ મુસલમાનો અમે ઉંટો ને તમારા માટે ઇશ્વરી ચીન્હોથી બનાવેલ છે એમા તમારા માટે ભલાઇ છે જયારે તેઓ લાઈન દોરીને ઉભા રહે છે તે વેળા તેઓપર ઇશ્વરનું નામ લ્યો જયારે તેઓ પોતાના ઘુટણે પડી જાય તો તેમાંથી તમે પોતે જમો તથા ગરીબ રાંકોને પણ જમાડો.

આ કરાર પ્રમાણે અમે દરેક કોમમાં પશુયજ્ઞ નીહાળ્યે છીએ. આ બ્રાહ્મણ કોમ જે આ વેળા માંસથી અતીશય આભડછેટ રાખે છે એમના નિયમોમાં સર્વથી પહેલો નિયમ પશુ યજ્ઞ [કુરબાની] છે. આજ કાલ આ વિષયમાં આડખીલીઓ થવા લાગી

છે આવી દશામાં અમારી ફરજ છે કે મુખ્યત્વે હીંદુઓને એમના નિયમોની માહેતી આપવી. ઈશ્વિર ઇચ્છાએ (ઇન્શાઅલ્લાહ) આ અમારૂં વ્યાખ્યાન હીંદુ મુસ્લીમ એક સંપી માટે જાદુનું કાર્ય બજાવશે. મારા અનુભવે મને દાખવ્યું છે કે ઇર્ષા અને અદેખાઇનું કારણ મુખ્યત્વે ગૌવધનો વીષય છે. આ ઇર્ષાને ઉત્પન કરવાનાં બે કારણો છે. પહેલું કારણ જ્યારથી મુસલમાનો હીંદુસ્થાનમાં આવવા લાગ્યા ત્યારથી હીંદુસ્થાનનાં પોલીટીકલ હીંદુ લીડરો હીંદુઓની સમઝમાં ગાયની પવિત્રતા ઠસાવવા લાગ્યા. એમતો પવિત્રતા એથી પણ થોડા વર્ષો પુર્વે ખાસ ખાસ કોમોમાં વગર અર્થની હતી જ્યારે જોયું કે એજ એક વીષયથી મુસલમાનોનાં વિરૂદ્ધમાં એક ટોણું તૈયાર થઇ શકે છે તો પ્રતીદીવસે એમાં આત્મા રેડવાનો આરંભ કીધો અને એ રીતે કોમની સેવાને પોષતા રહ્યા. જ્યારે મુગલ સમ્રાટ નીર્બળ થઇ ગયોતો હીંદુઓએ આ વિષયને વિજયનું એક સાધન બનાવ્યું જેમ કે શીવાજી વારંવાર કહેતો હતો કે ગાયને બચાવો તો તમારો ધર્મ બચે છે ગાયની મર્યાદાની હાની તમારા ધર્મ મર્યાદાની હાની છે. ધર્મ માટે મરી જવું જોઇએ. મરતા મરતા મારવું જોઇએ મારીને આપણો દેશ આપણા સ્વાધીન લેવો જોઇએ આ અવસર ઉપરાંત અનેક વેળા પોલીટીકલ પાર્ટીએ એથી અવ્યવહારૂ લાભ લીધો અને નાહક મનુષ્યોનાં રકત વહેરાવ્યાં અને આજકાલ એજ વાત પર જોર આપવામાં આવી રહ્યું છે અને પ્રતીદીન ગાયની પવિત્રતા વધી રહી છે. આવા સમયે દરેક વીદ્વાન મનુષ્યની ફરજ છે કે એ ભેદને સ્પષ્ટતાની ટોંચે મુકી દે. તે એ કે સર્વે હીંદુઓને દરેક અનુકુળ રીતે ચેતવી આપે કે ગાયની પવિત્રતા એઓનું કોઇ ધાર્મીક નિયમ નથી. મધ્યસ્થથી આવેલી એક વસ્તુ છે એ પ્રમાણે હીંદુઓને પણ પોલીટીકલ ક્ષેત્રથી હાંકી ધાર્મીક ક્ષેત્રમાં લઇ આવે. આ કાર્યની પ્રાથમીક ફરજ મુસલમાનોની છે કેમકે પહેલી જોખમદારી એઓની એ છે કે ગાયની પવિત્રતાથી નબી કરીમ સલલ્લાહો અલૈહે વસલ્લમ પર હુમલો થાય છે. કેમકે આપે કુરબાની (વધ) કીધી હતી અને

ત્રીજી વાત એ કે એઓની મૌન્યતાથી હીંદુઓ અયોગ્ય રીતે એ તરફ એકમત થઇ રહ્યા છે. આ દ્રષ્ય નીહાળતાં તેઓ એક દહાડે મુસલમાનોને ગાયની પુછડી પકડીને હીંદુસ્તાનથી બાહેર હાંકી કાઢવા નીશ્ચય કરી લીધો છે. આ શેતાની કૃત્યો ને ( અલ્લાહવા-ગાઓ ) ઇશ્વર જ્ઞાનીય સારી રીતે સમઝે છે. અમારી ફરજ છે કે દરેક શકય રીતે હીંદુસ્થાનને આ બાબતમાં બતાવવામાં આવે કે ગાય યજ્ઞ ( કુરબાની ) એમની ધાર્મીક ફરજ છે અને માંસ અહાર એમનું ધાર્મીક સીદ્ધાંત છે. એ પ્રમાણે અમારી થોડા દહાડાની તનતોડ મહેનત પછી હીંદુ મુસ્લીમ એક સંપી થઈ ધર્મ રાજ્યની સ્થાપના થશે. અને અમારી ફરજ છે કે હીંદુઓ સમક્ષ અવારનવાર મુકયે કે જ્યારથી ગાય યજ્ઞ ( કુરબાની ) નો વીષય હીંદુસ્તાનમાં ચક્કર લગાવી રહ્યો છે કોઇ વેળા પણ શાંન્તી રહી નથી. ઓ હીંદુ બાંધવો હીંદુ મુસ્લીમ એક સંપીના વીષય પર ગાયનો વધ ( કુરબાની ) કરો જેવી રીતે વાલ્મીકજીએ રૂપીઓની પરોણાગતમાં વધ કીધો હતો અથવા એ રીતે વધ ( કુરબાની ) કરો જેવી રીતે ઐકયતાર્થે મનુજીએ નર્મદા નદી પર પાંચ લાખ ગાયોનો વધ કીધો હતો. અથવા એવી રીતે વધ કરો જેવી રીતે સીતાજીએ આફતથી બચવા કાજે એક હજાર ગાયો ગંગાનાં તીરે ( કુરબાન ) વધ કીધી હતી. અથવા એવી રીતે વધ કરો જેવી રીતે પ્રવાદીયોનાં દાદા ઇબ્રાહીમ અલૈ હીસ્સ-લામ એ પોતાનાં પરોણાંઓનાં કાજે એક વાછરડાનો વધ કીધો હતો અથવા એ પ્રમાણે વધ કરો કે જે પ્રમાણે મુસા અલૈ હીસ્સલામ એ મુર્તી પુજાને તોડવા કાજે પવિત્ર ગાયનો વધ (કુરબાની) કીધો હતો. અથવા એ પ્રમાણે વધ કરો જે પ્રમાણે મીત્રોનાં કાજે હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમ એ એક ગાયનું યજ્ઞ કીધું હતું.

કેમકે મુસલમાનો પાસે સંપુર્ણ અને કાંઇ પણ વધઘટ થયા વગર અને બદલ સદલ થયા વગરનું નીયમ શાસ્ત્ર છે અને શકય નથી કે કોઇ મુસલમાન નીયમનાં વિરૂદ્ધ પગલું ભરે અને એક દહાડા માટે પણ વીજયવંત રહી શકે. આ સમયે મુસલમાનોનાં

હસ્તોમાં આબાદ તેજ નીયમો છે જે તેરસો વર્ષ પુર્વે હતાં. પૃથ્વીમાં એ કોમ સીવાય બીજી કોઈ કોમ નથી જેનાં નીયમ તેની અસલી દશામાં બાકી રહ્યા હોય એ સબબે મુસલમાનો ગાય વગેરે વીષયમાં પોતાનાં પયગમ્બર બંને જહાનનાં સરદારનાં સદ કર્તવ્યોને એક દીવસ માટે પણ મુકી શકતા નથી. ગમે તો બીજા ધર્મોએ ચાલુ જમાનાના અસરમાં આવી જઇને પોતાના મહાપુરૂષો અને અવતારોનાં સદ કર્તવ્યો મુકી દીધાં. એટલુંજ નહી પરંતુ તેથી વીરૂદ્ધ કીધું. પવિત્ર કુરઆનમાં મુસા માટે આજ્ઞા છે કે—ઈનલ્લાહા યા મુરા કુમ અન તઝબેહુ બકરા એટલે બચ્ચીત ઇશ્વર આજ્ઞા કરે છે કે તમે ગાયનો વધ (કુરબાની) કરો અને એની સમઝણ હઝુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમનો કરાર તથા કર્તવ્ય છે. કર્તવ્ય એ છે કે આપે એક વેળા ગાયનું યજ્ઞ (વધ) કરી મીત્રોની પરોણાગત કીધી હતી અને વાણી ગ્રંથ (હદીસ) માં એ છે કે દરેક સાત મુસલમાનો દીઠ એક ગાયનો વધ (કુરબાની) કરવો જોઇએ. આવી હાલતમાં કોઈ મુસલમાનની શકતી નથી કે આ નીયમીત કર્તવ્યને મુકે. તે જાણે છે કે હજુર સરવરે આલમ સલલલ્લાહો અ. વ. સલ્લમનાં દરેક કર્તવ્યમાં કલ્યાણ (બરકત) છે. હીંદુસ્થાનમાં આજથી પાંચસો વર્ષ પુર્વ એક ચાલાક ટોળાએ ગઉ રક્ષાને પુષ્ટી આપી અને આ તરફ જેમ જેમ મુસલમાનો સંસારીક બળમાં અશકત થવા લાગ્યા તેમ તેમ આ ફસાદ ભરેલો વિષય બળ પ્રાપ્ત કરવા લાગ્યો. એવી રીતે એ પ્રપંચીયોએ આ ફસાદનાં લીધે મુસલમાનોની વર્તમાન દશા કરી મુકી છે, કોમોમાં ઇર્ષા અને અદેખાઇ નાખી દીધી, ઇસ્લામની બે ઇજજતી કરવા લાગ્યા, ઇસ્લામનાં પ્રચારમાં એક અસાધારણ દીવાલ આડી આવી ગઇ. તે કોમ જે એટલા મોટા પ્રમાણમાં માંસ અહાર કરનારી કે ડુકકર—સુવરને પણ મુકતી નથી. દાખલા તરીકે મરેઠા રાજપુતોએ ફકત આ એક ગાયનાં વિષયને લઇને અમારાથી લેવડ દેવડ બંદ કરી અને આભડ છેટની શરૂઆત કીધી અને એ કપટીઓએ આ છુપા વાતાવરણથી હીંદુઓનાં આત્માઓમાં ફકત ગાવધથી દ્વેશજ નથી ઉત્પન્ન કરી મુકયું.

બલકે ગૌવધ સમયે બળજબરી પણ પેદા કરી દીધી. અમે જાણીયે છીએ કે એક કાળના અયોગ્ય પ્રયાસે પબ્લીકનાં નેત્રો પર પટ્ટી બાંધી મુકી છે તો આવા સમયે દરેક વિદ્વાન મનુષ્યની ફરજ છે કે હીંદુ મુસ્લીમ એક સંપી માટે આ અયોગ્ય વાતાવરણને દુર કરવા કાજે તનતોડ પ્રયાસ કરે. તે પ્રયાસ એજ કે એ ચાલાકોના ચાલાકી ભર્યા કર્તવ્ય ના મર્મને ખોલી સ્પષ્ટ કરી આપે અને હીંદુઓને એઓના પ્રાચીન ધર્મ પર લાવવામાં આવે. અને તેમને ધાર્મીક લજ્જા અપાવવામાં આવે અને એઓનાં અવતારો તથા રૂષીયો સાથે પ્રીતી ઉત્પન્ન કરાવવામાં આવે અને તેમને એ સાથે પ્રીતી ઉત્પન કરાવવામાં આવે અને એમને પણ સમઝાવવામાં આવે કે ઓ છેત્રાઈ ગએલા ભાઇઓ વીચાર કરો જ્યારે તમે ગઉ વધ કરનારા મનુષ્યોને તીરસ્કારો છો તો ખચ્ચીત તમે શ્રી રામજી તથા સીતાદેવીને પણ તીરસ્કારો છો. કેમકે એઓએ ગંગા નદીનાં તીરે એક હજાર ગાયોનું વધ કરેલું હતું વાલ્મીક પુરાણ વાંચી જુવો. અને હકીકતમાં તમે મનુ મુની જેઓ ધાર્મીક શાસ્ત્રનાં અવતાર છે એમનાથી ઈનકાર કરી રહ્યા છો કેમકે તેઓએ નર્મદા નદીનાં તીરે પાંચ લાખ ગઉવધ (કુરબાની] કરેલ હતાં જુવો બરહમારી વૃત પુરાણ–અને આ તીરસ્કાર મુસલમાનોથી નથી કરી રહ્યા પણ હકીકતમાં શ્રીકૃષ્ણજી ભગવાન અને અર્જુનજી સાથે કરી રહ્યા છો કેમકે આ બંનેએ એક વેળા યજ્ઞનાં અવસરે ગઉવધ (કુરબાની) કરેલ હતાં. જુવો ભાગવત પુરાણ. અને તમે પછી પણ તીરસ્કાર મુસલમાનોથી નથી કરી રહ્યા પરંતુ વાલ્મીક રૂષી તથા વસીષ્ટ મુનીસાથે તીરસ્કાર કરી રહ્યા છો કેમકે વાલ્મીક આશ્રમમાં ગાયો કાપીને જમ્યા હતાં. જુવો ઉતરામ ચરીત્ર. સારાંશ એ છે કે વેદો અથવા પુરાણો અથવા શાસ્ત્રોનાં તે કોણ કોણ રૂષી છે જેમણે માસ અહાર નથી કીધું. (અલ્લાહ) પરમાત્મા પાસે તે લોકો જવાબદાર છે જે એક અયોગ્ય શુરાતન હીંદુઓમાં ગઉરક્ષાનો ઉત્પન કરીને આજ સુધી હજારોનુ રક્ત વહેવરાવ્યું અને આખી જગતનાં ગુરૂ હજુર સરવરે આલમ સલલલ્લાહો અ, વ; સ. નાં કર્તવ્યોને નીચ દ્રષ્ટીએ નીહાળ્યું,

અને ઇસ્લાંમને હલકું પાડયું અને મુસલમાનોનાં આત્માઓ દુખવ્યાં હું આશ્ચર્ય ચકીત છું કે દુન્યાએ હજીસુધી એવા પીશાચોના માટે કાયદો કેમ નથી ઘડયો કે હવે તે સમય આવી લાગ્યો છે કે દુન્યા એ વીષય તરફ લક્ષ દોરશે. એ વીષયને નીજ પોતે આ કાળનાં તથા જુના માનનીય હીંદુ લીડરો સાફ કરી રહ્યા છે. ખાત્રી માટે નીચેના થોડાક હવાલાઓ આપવામાં આવે છે. ઉપરાંત પણ શક રહેલો હોય તો કર્ણાટક જીલ્લાની કોઇપણ દીનદાર અંજુમનથી પત્ર વહેવાર કરીને અથવા પોતે પધારીને વિષયને સ્વચ્છ કરી લઇ શકે છે. ઓ હીંદુ બાંધવો આવો અને અમથી મળો, અમે આપને દરેક રીતે ભલે પધાર્યા કહેવાને તૈયાર છીએ. ( અલ્લાહ ) પરમાત્મા ભેટાવવા ઇચ્છે છે અને શેતાન વીખેરવા ઇચ્છે છે. અને દરેક રૂપી તથા મુની અને અવતાર એજ કાર્ય અર્થે આવ્યા અને એનાં વિરૂદ્ધમાં શેતાન સદા જુદાઇ અને ધીક્કારતાને પોષતો રહ્યો છે. ઓ સમઝદાર બાંધવો ઇશ્વરની તરફ આવો શેતાનની તરફ જાવ નહીં.

૧ શ્રી કૃષ્ણજીએ યજ્ઞ એટલે ( કુરબાની )નો સમય આવી લાગવાથી પશુઓનો વધ કીધો જેમાં એક ગાય પણ હતી. ( ભાગવત દસમું અસકન અધ્યાય ૫૮,)

૨ એક દહાડો વાલ્મીક રૂષીએ વસીષ્ટ મુનીની પરોણાગત કીધી. આ પરોણાગતમાં કેટલાક રૂષીઓ અને રાણીઓ તથા હીંદુ ગ્રહસ્થો શામેલ હતા ભોજન પીર્સેલું, એ બળદોનાં માંસથી તૈયાર કરવામાં આવ્યું હતું. (ઉતરામ ચરીત્ર)

૩ સીતા દેવીએ વનવાસ જતી વેળાં ગંગામાતાથી પ્રતીજ્ઞા લીધેલ હતી કે ઓ ગંગા માતા જો હું વનવાસથી કુષળ પાછી આવું તો તારા તીરે એક હજાર ગાયોનું યજ્ઞ ( કુરબાની ) કરીશ. અને ઇશ્વર કૃપાથી સીતાદેવી ક્ષેમ પાછા આવ્યા અને એક હજાર ગાયોનું યજ્ઞ (કુરબાની) કીધું. ( વાલ્મીક પુરાણ અયોધ્યા કાંડ શ્લોક ૨૦-૫)

૪ પુણ્ય પ્રાપ્તાર્થે ગૌમાંસનું ભોજન કરાવવું શ્રેષ્ઠ કર્તવ્ય છે. (અપસ્તહમ્બ ગ્રંથ સુત્ર (૧) પાના (૫) અધ્યાય ૧૭ મું.)

૫ પુણ્ય પ્રાપ્તાર્થે અને યજ્ઞ માટે ગૌમાંસ [જરૂરી] અવશ્યનું છે. (અપસ્તહમ્બ ગ્રંથ ત્રીજો ખંડ]

૬ પુણ્ય પ્રાપ્તાર્થે જો બ્રાહ્મણોને ગૌમાંસ ખવરાવવામાં આવે તો પીતા પરપીતા એક વર્ષ સુધી મુકતી મેળવે છે. (અપસ્તહમ્બ ગઝન્તા શુત્ર ૨ પાને [૭] ખંડ ૧૭-૧૫)

૭ પુણ્ય પ્રાપ્તાર્થે પરોણાગતમાં પરોણા તરીકે પધારેલો બ્રાહ્મણ જો માંસને તીરસ્કારે તો એ પશુના શરીરે જેટલા વાળ છે તેટલા દહાડા તે નર્કમાં રહે છે. (કોરમપુરાણ સુત્ર [ ૪૦ ] અધ્યાય (૧૭) )

૮ જો કોઈ જન ધાર્મીક બંધારણ પ્રમાણે યજ્ઞ [ કુરબાની ] કરીને માંસ અહાર ન કરે તો તે મૃત્યુ પછી [ ૨૧ ] એકવીસ માંસ ભક્ષીક પશુઓમાં જન્મ લીએ છે. [મનુસ્મૃતી વીષય. [૫]

૯ મનુજીએ એક વેળા નર્મદા નદીપર અસંખ્ય પશુઓનો વધ કીધો એમાં પાંચ લાખ ગાયો પણ હતી. આ પરોણાગતમાં પાંચ કરોડ મનુષ્યોએ ભોજન લીધું. [બ્રહ્માદી વૃત પુરાણ]

આ વિષય (કુરબાની) ગઉ અથવા માંસ અહારની બાબત ફકત અમારી તપાસનુંજ પરિણામ નથી પરંતુ આ જમાનાના ઘણે ભાગે બુદ્ધીવાન હીંદુ સંપુર્ણ બળથી જાહેર કરી રહ્યા છે, એઓ-માંથી લોક માન્ય તીલક છે. જેવણે વડોદરા કોન્ફરંસમાં કહ્યું હતું કે બે હજાર વર્ષ પુર્વે હીંદુ પોતાના ધાર્મીક બંધારણ પ્રમાણે ગાયોનો વધ [કુરબાની] કર્યે જતાં હતાં. એનાં રકતથી નદીયો રાતી થઇ હતી. [ કેસરી તા. ૧૩-૧૨-૧૯૦૪ ]

એજ વીષય પર અતી હર્ષથી પંડીત ગરીધર આશ્રમ ચતર વેદી કહે છે. યજ્ઞ (કુરબાની) નાં વીષયમાં પશુ વધ કરવું નથી એમ કહેનારો કોણ છે. એજ તો એક કારણ હતું કે જૈનો અને બૌદ્ધ ધર્મ વાળાઓએ અમથી, અલગતા ધારણ કીધી.

સમૃતીવરની પરભાશંકર પ્રકાશક

સારસ્વતી ભંડાર કાશી. પ૭

हिंदू धर्ममां गोवध.


ಹಿಂದೂ ಧರ್ಮದಲ್ಲಿ ಗೋವಧೆ,
COW KILLING IN HINDUISM
BHAGWATH. SKAN 10. CH. 58.
ಶ್ರೀ ಕೃಷ್ಣ
ಅರ್ಜುನ




ಗೋವಧೆ


SRI KRISHNA. ARJUNA

એજ વીષયપર હાલમાં ડોકટર મુંજે કાનપુરવાલાએ ઘણું અજવાળું નાખેલ છે. અને દરેક સ્થળે એવુંજ સંબોધે છે કે પશુઓનો વધ હીંદુઓની પહેલી ફરજ છે અને જ્યાં સુધી હીંદુઓ માંસ અહાર કરતા રહ્યા ત્યાં સુધી સ્વરાજ્ય હતું. જ્યારથી બૌદ્ધ અને જૈન ધર્મવાળાઓએ અમથી માંસ અહાર છોવડાવ્યું ત્યારથી સ્વરાજ્ય ગયું. બીજી વખતે સ્વરાજ્ય મેળવવું હોય તો માંસ અહાર કરો. આ ડોકટરના સાથી ચત્રવેદી શ્રીવેદી સ્પષ્ટ રીતે જાહેર કરી રહ્યા છે કે ગૌવધ કરીને માંસ અહાર કરવું એજ હીંદુ ધર્મ છે. અને એ પુરાતનથી ચાલ્યું આવે છે. જુવો નીરનીરાળા ન્યુસ પેપરો. આ સ્થીતી તથા બનાવો બતાવે છે કે ગઉ રક્ષા વીષયનો પાયો ફસાદ ભરેલો છે. આ ફસાદને દુર કરવું દરેક પવિત્ર મનુષ્યનું કર્તવ્ય છે. મુખ્યત્વે મુસલમાનોની ધાર્મીક અને રાજ્યકીય ફરજ છે કે એ પાપી વીષયને હીંદુસ્થાનથી દુર કરવાની કોશીશ કરે. પહેલું તો આ ઇસ્લામ પર નીર્દય હુમલો છે અને હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમની બે ઇજ્જતી કરવાનું મોટું સાધન છે. બીજી મતલબ એમાં એ છે કે સ્પષ્ટ રીતે નીહાળતાં હીંદુ ધર્મ કોઇ નથી. નતો વેદમાં હીંદુ ધર્મનું નામ છે અને ના કોઇશાસ્ત્રો તથા પુરાણોમાં હીંદુ ધર્મ લખ્યું છે કે આ કોઇ ધર્મ નથી. હીંદુસ્થાનમાં રહેનારાઓને હીંદુ કહે છે એથી પણ અયોગ્ય રીતે લાભ ઉઠાવી રહયા છે અને હીંદુસ્થાનનાં ભીન્ન ભીન્ન ધર્મોમાં કોઇ એવા બે ધર્મો નથી જેનાં બંધારણમાં મતભેદ ન હોય. અવસરાનુસાર વગર પાયાનું હીંદુ નામ અંગીકાર કીધું અને વગર પાયાનો ગૌરક્ષા વીષય અંગીકાર કીધો છે. એ બંને વીષયોને તોડી પાડવા અર્થે મુસલમાનો એ પગથી માથા સુધી સંપુર્ણ સ્વબળ અર્પવું જોઇએ એમાંજ પ્રપંચીયોનાં પ્રપંચનો નાશ છે એજ વસ્તુ સ્થીતી મુસલમાનની હસ્તીને હીંદુસ્તાનમાં અમર રાખવાનું એક મોટું સાધન છે. બીજું સાચું સાધન એકે હજુર સરવરે આલમ સલલલ્લાહો અલૈહે વસલ્લમનો સ્વરૂપવાન ચહેરો અવારનવાર હીંદુઓનાં સમક્ષ મુકવો. આખેરો દાઅવાના અનીલ હમ્દો લીલ્લાહે રબ્બીલ આલમીન..

ખાકસાર

સિદ્દીક દીનદાર ચન બસ્વેશ્વર તા. ૧૫ નવેંબર ૧૯૨૭

**સમાપ્ત**

## અરજ

અમારી અંન્જુમનમાં હજરત મૌલાના સિદ્દીક દીનદાર ચનબસ્વેશ્વરનાં સઘળાં લેખો અને ઇશ્તેહારો મળે છે. અને જે ગ્રંથો વેચાણ આપવામાં આવે છે તે નીચે પ્રમાણે છે

૧ કનડી જગતગુરૂ ( સરવરે આલમ ) આ ગ્રંથમાં હજારો ખુબીઓ છે એ નીજ પોતે પ્રચારક છે અને પ્રચારકની વાટદર્સક છે. કીમત રૂા. ૧॥

૨ જહુરે ચન બસ્વેશ્વર ઉર્દુ એમાં મૌલાના સાહેબનાં આગમનનાં ચીન્હો તથાં દલીલ દાવાઓ રજુ કરવામાં આવ્યા છે. કીમત રૂા. ૦।

૩ ખાદીમે ખાતેમીન નબીયીન ઉર્દુ. જેમાં ગુસુફે મોઊદનો દાવો સવીસ્તવાર છે કીમત રૂા. ૧

૪ સોલ આધારવાળું ગ્રંથ કનડી ભાષામાં એમાં દાખવવામાં આવ્યું છે કે આવનાર ચન બસ્વેશ્વર મુસલમાન છે કીમત રૂા. ૦)=

૫ ચન બસ્વેશ્વર અવતાર કનડી ભાષા. એમાં દાવો તફસીલ વાર વર્ણવવામાં આવ્યો છે. કીમત રૂા. ૦।=

મળવાનું ઠેકાણું
**દીનદાર અનજુમન**
ડુમકુર (માયસોર સ્ટેટ)

# બે બોલ

અલહમ્દો લીલ્લાહ ! આ પુસ્તક એવા ટાંકણે પબ્લીક સમક્ષ આવી રહ્યું છે કે જ્યારે અન્ય કવમો જાણે કે અજાણે ખુદા તઆલા તરફથી નીમાએલા આખી જગત માટેના જગત ગુરૂ હઝરત મોહમ્મદ મુસ્તફા સલલલ્લાહો અલૈહે વસલ્લમ ને માની લઇ એવણનાં શિક્ષણની સેવા કરવાના બદલે અહંકારથી બિભત્સ ગાળો ભાંડી બળવો જગાવી રહ્યા છે. જેથી ખુદા પાકને પોતાના પ્યારા મેહબુબની થતી સતામણીએ સુચવ્યું કે એઓનાજ ગ્રંથો તથા શાસ્ત્રોથી આવનારા જગતગુરૂ કેવા હોવા જોઇએ તેના સંપુર્ણ પુરાવાઓ અમો મુસલમાનોના હસ્તોમાં આપી તે લોકો પર હુજ્જત પુરી કરવાનું સાધન કરી આપ્યું છે. આશા છે કે દરેક મુસલમાન એની એક એક કૉપીનાં ઘરાક બની પોતાના નીકટના લાગતા વળગતા કોઇ સમઝદાર હિંદુ ગ્રહસ્થને ભેટ આપી સવાબમાં ભાગ લેશે કે જેથી તેઓ રસુલે કરીમ સ. અ. વ. સ. ની પવિત્ર હસ્તી ને ગાળો ભાંડતા બંધ થાય.

આ ગ્રંથને પબ્લીકમાં લાવવા કાજે ભાઇ આદમ અબ્દુલ્લ કરીમ એ જે વ્યવસ્થા કરી તથા દીન પત્રના એડીટર સાહેબ ભાઇ નિઝામુદ્દીન કુરેશીએ અમારા તરફથી થએલા અનુવાદને પોતાની જાતી દેખરેખ હેઠળ છપાવી આપી જે ઇસ્લામી હમદર્દીનું સબુત આપ્યું છે તે વીસરી શકાય તેમ નથી. એવણે તો આ દીબાચામાં પોતાનું નામ ઉમેરવા મના લખેલું છતાં અહીં દરશાવ્યા વગર રહી શકાતું નથી તેમ આ ભાષાંતરમાં આવશ્યક છે કે વ્યાકરણ વગેરેમાં કોઇ ઠેકાણે ભુલ ચુક રહી ગઇ હોય તો આશા છે કે વાંચક વર્ગ દરગુજર કરશે અને તે ભુલચુક લખી મોકલવા મહેરબાની કરશે તો ઇનશા અલ્લાહ બીજી આવૃત્તી બહાર પડવાનો અવસર પ્રાપ્ત થતાં સુધારી શકાય.

તા. ૨૫ અગષ્ટ ૧૯૨૮.

અનુવાદક,

**ખાકસાર આહમદ વલી માહમદ.**